# ખાતુનેજન્નત.

મૌલાતેના ફાતેમતિલ બતુલ
(સ.અ.) ની પાક સીરત.



લેખક : કલીમુદ્દીન અબ્દુલહુસેન હુસેની



ચાર આના.

# ખાતુને જન્નત

સૈયદતા નિસાઇલ આલેમીન, દુખ્તરે રસુલે
રબ્બિલ આલેમીન, મવલાતેના ફાતેમ
તિલ બતુલ સલ્વાતુલ્લાહે અલૈહાની
પાકીઝા સીરત.


: લેખક, મુદ્રક અને પ્રકાશક :
કલીમુદ્દીન અબ્દુલહુસેન હુસૈની,
હયદરી પ્રિ. પ્રેસ, રવીવારપેઠ, પૂના ૨


ફક્ત ફાતેમી દા'વતના ફરજંદો માટે જ.


સન ૧૩૫૮ હિ. ]

[ કીમત ચાર આના.

# નિવેદન

રમ્સુદ્દોઆતિલ મુત્તકીન, નાયએ આલે
બિન્તે રસુલે રબ્બીલ આલેમીન, સૈય-
દના વ મવલાના ( ત. ઉ. શ. ) ની
રઝાથી પ્રગટ થતાં નસીમે સહર પખ-
વાડિકના "વસીઅંક"ની માંગ ફાતેમી
દાવતના ફરઝંદોએ મોટા પ્રમાણમાં કરી
હતી; તો પણ તે અંક સંપુર્ણ ફરીથી
છાપવો અશક્ય હતો, એટલે તેમાંથી
મુમીનીનને વધુ ગમી ગએલી આ પાક
સીરત તારવી અલાહેદી છાપી પ્રગટ
કરી છે.

—પ્રકાશક.



# નઝર.

ફાતેમી દઅવતના ફરમાન,

મવલાનલ-મન્નાન, ઝીલ જુદે વલ એહસાન

સય્યદના વ મવલાના, હાદીના વ દાઈના.

**અબુમોહમ્મદ તાહેર સયફુદ્દીન સાહેબ**

ખલ્લદલ્લાહો સુલ્તાનહુ ઇલા યવમીદ્દીન

અને

આપના મનસુસ, ફાતેમી દઅવતના માઝુન,

ઉમદતુલ મુવહ્હેદીન, કુર્રતુલ અયને અમીરૂલ મુમીનીન,

અમીરૂલઅજલ, વ હુમામુલ મુઅજ્જલ સય્યદી વ મવલાઇ

**શાહઝાદા મોહમ્મદ ભાઇ સાહેબ બુર્હાનુદ્દીન**

અશારકલ્લાહો અનવારહુની હઝરત બાબરકતમાં

**આ અમલ**

અલ્લાહથી કુરબત, અવલીયાઉલ્લાહથી શફાઅત,

અને બેવે મકામેન શરીફૈનથી

**દોઆ સાલેહના દુર્રેસમીન**

મેળવવાની ખાલિસ તમન્નાથી તેમણા આ અદના અબ્દએ

સદ્દા સજદાત અને અનેક અદબ સાથે નજર કર્યું છે.

ગર કુબુલ ઉફતદ ઝહે ઇઝઝો શરફ.

**કલીમુદ્દીન હુસેની.**





હામેદન વ મુસલ્લીયન

# ખાતુને જન્નત



## ૧ તમહીદ:

**આલમમાં** હઝારો અંબીયા, અવસીયા, અવલીયા અને આલેમો આમિલ પેદા થયા છે. હઝારોની સીરત અમારા નઝરોના સામને છે. કરોડો વાકેઆતથી તારીખના કુતુબ ભરાપડા છે. પણ જ્યારે અમે એમાં તટોલીએ છીએ કે ભલા કોઇએ નબીયોના સરદાર, ખત્મુલ મુરસેલીન ( સ. અ. )ની શાહઝાદીની સીરત તમામો કમાલ લખી છે? તો હયરતથી નાઉમ્મીદ થઇને બેસી જઇએ છે. કેમ? ખરેખર, ઇસ્મતની મુજસ્સમ હુર, નુરૂર અલા નુર, નબી જેને પોતાની મા કહે તે–કાએનાતની માતાની–સીરત તમામો કમાલ લખવું યા બયાન કરવું આસાન કામ નથી. નુરને ચીતરવાને નુરની કલમ અને નુરની રોશનાઇ જોઇએ. નુરને શોભે એવા કુદસાની વરક જોઇએ. માસુમોની ઝિંદગી માસુમોજ લખી બોલી શકે. જેમ અલીએ આલા, હમસિફ્તે બારીતઆલા કુર્આનને જમા કરી શકે અને બયાન કરી શકે તેમજ અહલે બેતે નુબુવતના ઠાકોર અને ઠકરાણીઓના જીવન ચરિત્ર કોરોનાઉલ કુર્આન કુરઆનના રિશ્તેદારોજ કહી શકે. જ્યારે આ સાચું છે તો એક ભુલપાત્ર ઇનસાન કાગળની પીઠપર માંસાળ અને લોહીયાળ હાથથી એ હિમ્મત કેમ કરે? અને જે કરે તેની કૃતિ અધુરી

કેમ ન રહે? આમ છે તોપણ ઇન્સાનના દિલમાં કુદસના લોકોની મોહબ્બત કુદરતીજ મવજુદ છે. મનુષ્ય જેને પોતાના જ નહીં પણ કાએનાતના તાત સમજે છે તેની વાત ઉઠતાં બેસતાં કરે એ સ્વાભાવિક છે.

**સીરત એ પારસાઓની હિકમતનો બાબ છે.**
**સુનવું અને સુનાવું હકીકી કિતાબ છે.**

તો, એ કિતાબે હકીકીના ચંદ અવરાક આપણે શા માટે ન લખીએ, ન વાંચીએ? એમાં હેતુ પારસાઓની સીરત લખવા બોલવાના અધિકારનો નથી પણ, જેમ એક સામાન્ય મુસલમાન કુઆંનનો અર્થ ન સમજતો હોવા છતાં તિલાવત કરીને નુર મેળવે છે તેમ પનજતનની સીરત તેના હકીકી આકારમાં ન સમજતા હોવા છતાં–નુર મેળવવાના હેતુથી બયાન કરવાનો છે. એક સુંદર, રળીઆમણો, સુવાસથી મહેકતો, ફળફુલોથી ઝુમતો, મનોવેધક રંગ–બે–રંગી પત્તાઓથી ખીલતો, અપાર કારીગીરીથી દમકતો, ચમકતો બગીચો જેમ દુન્યાના અદના અને આલા દરેકને માટે જોવા ખુલ્લો હોય છે તેમ જન્નતના વારિસો–જે હંમેશા તેમાંજ રહેનાર છે–તે અવલીયાઉલ્લાહને– નિરખવાનો અને પોતપોતાની સમજ પ્રમાણે પરખવાનો હરકોઇને હક છે. બાગીચામાં વનસ્પતિના શાસ્ત્રીઓજ આવે, જડીબુટીના જાણકારોજ ફરે, ફળફુલના કદ્રદાનોજ ઉતરે, માળિઓ અને માલિકોજ સુવાસ અને સ્વાદથી લાભ ઉઠાવે, એમ હોય તો તેનો કશોજ અર્થ નથી. બાગમાં તો હરકોઇ આવે. તેના સુવાસ, સ્વાદ અને ગુણોના જાણકાર–સમજીને– લાભ લે તો સામાન્યજણ વગર સમજે આવે, તેથી કંઈ ફળ-ફુલ, ઝાડપાન પોતાના અસરાત તેના ઉપર રેડયા વિના થોડાં જ રહે છે? આસમાનથી બારિશ રહેમત બનીને વરસે છે. શાહોના મહેલાત અને ગરીબોના ઝુંપડાઓને તે ગુસલ દે છે. અમીરોના ખેતર અને ફકીરોના ખાબોચીયા જેવા તુકડાઓપર એટલું જ નહીં પણ ખંડેરોપર ઉતરે છે. કુઆંન નુર છે. તેને તેનું તનઝીલ તાવીલ અને હકીકત સમજનારાંજ વાચે તો

આમ જનતાનું શું ? ના ! કુઆર્નને સમજો કે ન સમજો; તેની તિલાવતના પરીણામો માનવહૃદયપર બારિશની રીતે સરખે સરખા વરસે છે. પછી જેવા જેના હૃદયમાં બીજ તેવા તેના ફળ. બીજ ન હોય તોય તેનું સામાન્ય પરીણામ અસર કર્યા વગર રહેતું જ નથી. ઇતિહાસમાં એવા હજારો દાખલા મોજુદ છે. અવલીયાની સીરત પણ કિતાબ છે. નુર છે. સમજદાર અને અણસમજ હરકોઇ ઉપર તેનું પ્રાથમિક પરિણામ સરખું છે. એમ હોવામાંજ તેમણી માસુમીયતનો અને ઇસ્મતનો પુરાવો છે. જે કોઇ મોટા માણસની ઝીન્દગીના નાના મોટા બનાવો આમ જનતા પર અસર કરતા નથી, જ્ઞાની અને અજ્ઞાની બન્નેમાં ચેતનના બીજ રોપતા નથી તેટલાંજ દરજ્જે તેની મોટાઇમાં–ઇસ્મતની–ઊણપ જાણવી. આવી ઊણપથી અહલે-બેત પાક છે. જેમ તેના મર્દો ( અઇમ્મત ) માસુમ છે તેમ તેમણા બૈરો ( દીનમાં દરજાના લેનારાં ) પાકીઝા છે. ખુદ ખુદા તઆલાએ કુઆર્નમા તત્હીરની આયત નાઝિલ ફરમાવીને અહલે બેતે નુબુવતની પાકીઝગીની શહાદત દીધી છે. આથી કરીનેજ પનજતનના નામને " મોહમ્મદ, અલી, ફાતેમા, હસન અને હુસેન " ને ઇસ્મે આઝમ કહેવામાં આવે છે. હાં. આ એ અસ્માએ મુબારકહ છે જેની તલ્કીનથી આદમની ખતા માફ થઇ. નુહનું સફીનું કનારાપર પોંહચ્યું. ઇબ્રાહીમપર આગ બાગ બની. મુસાને દરયાએ નીલ ઓળંગવામાં મદદ થઇ. ઈસાને આસમાનપર બુલંદી મળી. હાં. આ એજ નામ છે કે જે અર્શે ઇલાહીપર શોભે છે. મોલાના અબ્દુલ્લાહ બિન અબ્બાસ ( રસુલે ખુદાના કકેરાભાઇ ) ફરમાવે છે કે, " રસુલે ખુદા ( સ.અ. ) એ અલીયુલ મુર્તઝા ( સ. અ. ) ને ફરમાવ્યું કે જ્યારે ખાલિક અકબરએ આદમ અને હવ્વાને પેદા કરી બન્નેને રિશ્તએ ઝોજથી જોડી દીધા અને મલાએકતને સજદાનો હુકમ કીધો, બન્નેને જન્નતમાં વસાયા, ત્યારે અર્શપર તેઓએ નિગાહ કીધી તો પાંચ સતર નુરથી ઝલકતી નઝર આવી. આદમ ( અ.સ. ) એ સવાલ કીધો કે " આ શું છે." ઇરશાદ

થયું કે "આ એ હસ્તીયો છે કે જેના વસીલાથી કોઇપણ દોઆ કરશે તો તે કબુલ કરવામાં આવશે." આદમે અર્ઝ કીધી "મને તેમણા નામ અને ફઝીલત બતાવ" જવાબ મળ્યો. "હું **મેહમુદ** છું અને આ **મોહમ્મદ** છે. હું **આલી** છું અને આ **અલી** છે. હું **ફાતિર** છું અને આ **ફાતિમા** છે. હું **મોહસિન** છું અને આ **હસન** છે. હું **એહસાન** છુ અને આ **હુસેન** છે. જે પાંચે ખુદાના હમ્દમા મસરૂફ છે."

આ છે પનજતનની મહાનતા. બહમ્દીલ્લાહ, અમે એ ઇસ્મે આઝમના એક હરફ ફાતેમા–ખાતુને જન્નત–રૂહીલકલ ફીદાની પાકસિરતપર એક નજર કરીએ છે અને ખુદાત-આલાથી એ બીબી સાહેબાની શફાઅત તલબ કરીએ છે.

## ૨. પયદાઇશ

સમસ્ત અરબમાં રસુલેખુદાના નવા પેગામ–ઇસ્લામ–વિષે ખળભળાત મચી ગયો હતો. ધીરેધીરે લોકો ઇસ્લામમાં દાખલ થઇ રહ્યાં હતા. પહેલા ત્રણ વરસતો દઅવત છુપી રહી. સૌથી પહેલા પહેલ પુરૂષોમાં અલીયુલમુર્તઝા ( સ. અ. ) એ નબીની દાવતને જવાબ દીધો. ઔરાઓમાંથી બીબી ખદીજતુલ કુબ્રા. ઇસ્લામના હુજ્જત થયા. હમઝા જઅફર અને બનુ અબદુલ બત્તલિબ એક બાદ એક ઇસ્લામમાં દાખીલ થઇ ગયા. બાપદાદાઓની રીતરસમોના દિલદાદાઓ પોતાની આંગળીઓ કરડવા લાગ્યા. ચારે તરફ લકીરના ફકીરો અબુલહેબની સરદારી હેઠળ રસુલેખુદા ( સ. અ. ) ને એઝાર કરવાના કાવત્રા કરવા લાગ્યા. તો પણ જાહીલીયતની રગો તુટતી હતી. હાથે ઘડેલા ખુદાઓની બરબાદી જોઇને કુફફાર કાપી રહ્યાં હતાં. જ્યાં જાવ ત્યાં બસ મુહમ્મદ ( સ. અ. ) ની દાઅવતની જ ચર્ચા હતી. એટલામાં **વ અનઝિર અશીરતકલ અકરેબીન**ની આયત નાઝિલ થઇ. ત્રણ દિવસ સુધી મકકાના મહાનુભવોને જમણપર નોતરવામાં આવ્યા. દરરોજ રસુલુલ્લાહ ( સ. અ. ) તેમણે દઅવત કરતા રહ્યાં. ત્રીજે દિવસે આપે ફરમાવ્યું: "અય અબદુલ મુત્તલીબના ફરઝંદો! દુનિયામાં કોઇપણ શખ્સ

ઇસ્લામ કરતા વધારે બહેતર તોહફો લઇને નથી આવ્યો. હું તમારા માટે દુન્યા અને આખેરતની નજાતનો પેગામ લઇને આવ્યો છું. હવે તમારામાંથી કોણ એવું છે કે જે મારો મદદગાર બને, વસી બને, વઝીર બને, ખલીફા બને, મારો ભાઇ બને. ”

હાઝેરીનમાંથી સૌ એક બીજાના મુંહ તાકતા રહી ગયા. અબુલહેબ મુંછમાં હસી રહ્યો હતો. એટલામાં જનાબે અમીર-આલમના દસ્તેગીર ઉભા થયા અને છાતીપર હાથ રાખીને ફરમાવવા લાગ્યા: “ મૌલાના ! હું તૈયાર છું. હું આપની મદદ કરીશ. હું આપનો વસી અને વઝીર બનીશ. ”

રસુલે મકબુલ ( સ.અ. ) એ ઇરશાદ ફરમાવ્યું “ અય મારી કોમ, બેશક આ મારા વસી અને વઝીર છે. મારા ખલીફા અને મદદગાર છે. તેની વાતને માનો તેની તાબેદારી કરો. ” સૌ કોઇ તો આ સાંભળીને ચુપ રહ્યાં પણ, અબુ લહેબ મૌલાના અબીતાલિબને તાણો મારીને કે “ લો આજ તમારાથી તમારા લાડલા વધી ગયા. ” હસતો રમતો ચાલ્યો ગયો.

આવા બનાવો બની રહ્યાં હતાં ત્યારે ઉમ્મુલ મુમીનીન મૌલાતેના ખદીજા બિન્તે ખુવૈલદ ફાતિમા (અ.સ.) થી હામેલા હતા. ખદીજાનાં શાન અને આનબાનનું શું પુછવું ? દુન્યા અને દીનની દોલત તેના કદમોપર કુરબાન થઈ હતી. તેની શરાફત અને નજાબતનો કોઈ જોટો ન હતો. તમામ અરબ સરદારણો અને નિકળતી બાનુઓની સલાહ તરછોડીને આપે કાએનાતના તાતથી શાદી કરી લીધી હતી. આથી મક્કાની ઘણીખરી સ્ત્રીયોએ આપથી બોલવા મળવાનો વહેવાર મૂકી દીધો હતો. ખદીજાને તેની કયાં પર્વા હતી. શિકમે અતહરથી ફાતેમા પોતાની માતાને દિલાસો દેતી. જન્નતની હુરો ખદીજાની ખિદમત બજાવતી. અબદુલમુત્તલીબની દિકરીઓ આપની ખાતરદારી કરતી.

હિજરતથી પોણાનવ વરસ અગાઉ, અને મબઅસ (ઇસ્લામના પહેલા દિવસ ) થી પાંચમે વરસે જમાદિલ આખરના

૨૦મી ( એક રિવાયત મુજબ ૫ મી ) તારીખ આવી. આસમાનથી નબીના દરેદવલત ઉપર સલ્વાત અને સલામની રહેમત વરસવા લાગી. ફિરદોસથી સારા, આસીયહ બિન્તે મઝાહિમ, મરયમ બિન્તે ઇમિરાન, કુલ્સુમ ખ્વાહરે મુસા, ખદીજાની ખિદમતમાં ઝડપભેર દાખલ થઈ. અર્શપર મકામે સામીના ઇસ્તીકબાલ માટે નોબત ડણકવા લાગી. ઝમીંપર ખુલાસતે જોહરે ઇસ્લામીના ખુશઆમદીદના ગીત ગવાવા લાગ્યા. પસ, ઘણી નેક સાઅતમાં ફાતેમા–તાહેરા–પયદા થયા. કુદસના અનવારથી નબીનું ઘર ભરાઇ ગયું. તેના કિરણો જગતના ખુણેખુણામાં દાખિલ થયા. અંબીયાની દુલ્હનોએ સરદારે અંબીયાના દુલ્હનની સારવાર કરી. હુરોએ જન્નતના લગનમાં કવસરના પાનીથી ફાતેમાને ગુસલ દીધું. કસ્તુરીથી મ્હેકતી બહિસ્તી ચાદરમાં આપને વિટીં ખદીજાના આગોશમાં સુવાડયા એવું કહીને કે "અય ખદીજા! અય ઉમ્મુલ મુમીનીન!! આ તાહેરા, મુત્તાહેરા, ઝકીયા, મયમુનાને લો. આ મુબારક છે અને તેણીની નસલ પણ મુબારક છે." જગતની માતાએ જગતની સરદારણને આગોશમાં લઇ છાતીએ ચાંપી દુધ પીલાવવું શરૂ કર્યું, ખાતુને જન્નતની નશ્વોનુમા બહેતરીન રીતે થતી ગઇ. ફાતેમા તો મુજસ્સમ નુર છે. તેના હુસ્નો જમાલ અને કમાલને કોણ વર્ણવે?

એક દિવસની વાત છે. રસુલે ખુદા ( અ.સ. ) પોતાની પ્યારી બેટી ફાતેમાને ગોદમાં લઇ વારંવાર તેને સુંઘી રહ્યાં હતા. કોઇએ પુછયું "અય રસુલુલ્લાહ! આપ આ શું સુંઘી રહ્યાં છો?" રસુલે ખુદાએ જવાબમાં મેઅરાજની કયફિયત બયાન ફરમાવીને ઇરશાદ કર્યું કે, જ્યારે હું હિજાબના પાસે પોંહચ્યો તો જીબ્રઇલએ હાથ થામીને મને જન્નતમાં દાખલ કીધો. મેં જોયું કે એક નુરના ઝાડ નીચે બે ફરિસ્તા હુલ્લા અને જવાહેરાત ચુની રહ્યાં હતા. મેં જીબ્રઇલને પૂછયું કે "આ શું છે?" જીબ્રઇલ કહે છે કે "આ ઝાડ અલી મુર્તઝાની માલકિનું છે અને આ ફરિસ્તા કિયામત તક તેમણા માટે હુલ્લા અને જવાહેરાત ચુના કરશે." ત્યાંથી આગળ વધ્યો

તો એક તુફ્ફાહ દેખાયા જે મિસ્કથી વધુ નરમ અને કસ્તુરીથી વધુ ખુશબુદાર તથા શહેદ કરતા વધુ મીઠાશમાં હતા. મેં તેને લઇ આવ્યો. ખદીજા અને હું બન્નેએ તેને નોશ કીધા. જેના નતીજાથી ફાતેમાનું હમલ રહ્યું. ફાતેમા જન્નતની ખાતુંન છે જ્યારે પણ મને જન્નતનો શૌક થાય છે તો ફાતેમા ( સલવા તુલ્લાહે અલૈહા ) ને સુંઘી લઉં છું." આ રિવાયત સઇયદહની ફઝીલત ઉપર શાહિદ છે.

રસુલુલ્લાહ ( સ.અ.) એ પોતાની શાહઝાદીનું નામ **ફાતેમા** રાખ્યું. જેનો સબબ આદમની રિવાયતમાં આવી ગયો છે. આ સિવાય આપની કુન્યતો પણ ઘણી છે જેમકેઃ—ઉમ્મુલ હસન-ઉમ્મુલ હુસેન, ઉમ્મુલ અઇમ્મત, ઉમ્મે અબીહા, ઉમ્મે સિબ-તૈન, વગેરે. **ઉમ્મે અબીહાની** કુન્યત રસુલે ખુદાએ ફરમાવી છે જેનો અર્થ એ છે કે "ફાતેમા પોતાના બાવાની મા છે. જે એમ બતાવે છે કે રસૂલે ખુદાના મકસુદે અસલી ફાતેમા છે રસૂલુલ્લાહના મકસુદ ખુદખુદાના મકસુદ છે, એક તરફ આપણે આયતેપાક **લવલાકા લમા ખલકતલ અફલાક** ( અય મુહમ્મદ જો આપ ન હોતા તો આ ગગન અને ધર્તી ન હોતા ) જોઇએ અને બીજી તરફ **ફાતેમતો ઉમ્મે અબીહા** ( ફાતેમા પોતાના બાવાજી સાહેબની મા છે ) જોઇએ તો ફાતેમાની શાનમાં અકલ હયરાન થઇ જાય છે.

ખાતુને જન્નતના ખિતાબો પણ ઘણા છે. જેમકેઃ બતુલ, હિસાન, હુર્રા, સઇયદહ, અઝરા, ઝહેરા, હવરા, મુબારકહ, તાહેરા, ઝકીયહ, રઝીયહ, સિદ્દીકહ, મરયમેકુબરા, સમરતીન બુવત, રયહાના, વગેરે. જે દરેકની માઅના આપના ઇલ્મો અમલના અરીસારૂપ છે. "સઇયદતો નિસાઇલ આલેમીન" ( આલમના બૈરોની ઠકરાણી )ને ઇસ્મત, ઇફ્ફત અને તહારત તકવા અને ઝોહદના જેટલા ઇલ્કાબો હોય તેનાથી યાદ કરીએ તોય અપુરાજ કહેવાય.

## ૩. તાલીમો તરબીયત

એમ તો પનજતનપાક વોહ ઝવાતે મુકદ્દસહ છે કે જે પૈદાઇશથીજ ઇલ્મો–મઅરેફતના ખઝાના કહેવાયા છે. કુર્આ઼ં-નમાં ઇસા નબી (અ. સ.) વાસ્તે આવ્યું છે કે "આપે ઝુલામાં લોકોથી વાત કરી." મરયમ (અ. સ.) એ જ્યારે આપને ઉસ્તાદ પાસે લઇ ગયા તો એવા સવાલ જવાબ થયા કે ઉસ્તાદ કહેવા લાગ્યા કે, "આ ઇસા તો મને ભણાવી શકે એવા છે." એવીજ રીતે બનુ ઇસ્રાઇલિના અંબીયામાંથી ઘણાની શાન ઝાહિર થઈ છે. ફાતિમા (અ. સ.) તો મદીન-તુલ ઇલ્મની શાહઝાદી હતા. તે પાંચમાંથી હતા કે જેમાંના પહેલા રસુલેખુદાએ જન્મતાજ કાબાની તરફ સજદો કર્યો. બીજા વલીયુલ્લાહે પાળનામાં અઝદર ચીરી હયદર ખિતાબ લીધો. હસન અને હુસેન–ચોથા અને પાંચમા–એ બાળપણમાંજ ગુનાહગારોના હકમાં શફાઅત કીધી. રસુલેપાકે બેવેને કાંધાપર બેસાડયા. મોહમ્મદ, અલી, હસન અને હુસેનના દરમિયાન ખાતુને જન્નત છે. જેનું દિલ અને દિમાગ અસરારે લદુન્નીથી ભરપુર છે. તેમણે સામાન્ય મનુષ્યની રીતે તાલીમ અને તર-બીયતની શી જરૂર? જે ઝાત આલમની મુરબ્બી હોય, જેનું દામને ઇસ્મત મહાન હોય તેને કોણ કેવી રીતે કેળવે? તો પણ સઇયદહ ફાતેમા માટે કહી શકાય છે કે, આપે મદીનતુલ ઇલ્મના આગોશમાં તાલીમ અને તરબીયત લીધી. અસરારે લદુન્નીથી ભરેલા જીગરને નુબુવતના ઇલ્મથી ઓપાવ્યું. જે રસુલ તમામ દુન્યાપર **હરીસુન અલૈકુમની** શાન લઇને પધારા હોય તે પોતાની શાહઝાદીને–જેને આપ નિહાયત ચાહતા–કેમ હિરસથી ન કેળવે? ભલા જે રસુલ એમ ફરમાવે કે, "કોઇ મુમીન મુસ્તફીદ (શાગીર્દ) પોતાના મુમીન મુફીદ (ઉસ્તાદ)થી ઇલ્મ હાસિલ કરવા બેસે ત્યારે મલોએકત તે બેવેપર સાયો કરે" તો એક તરફ અના મદીનતુલ ઇલ્મના દાવાદાર, બેવે જહાનના તારણહાર નબી જેવા મુફીદ અને બીજી

તરફ ઇસ્લામના જોહરોની રૂહ, અઇમ્મત તાહેરીનની માદર જેવી મુસ્તફીદહ હોય તો મલાએકત તો શું અગર ખુદાતઆલા પોતાની તમામ કુવ્વતથી સાયો કરે તો તેમાં શું અજબ કહેવાય. જે દિલના અરિસામાં અનવારે લમયઝલી ઝલકતા હોય તેના સામે બીજો એક એવોજ અરીસો મુકીએ અને તે અરીસા એક બીજાના અનવારથી લડી જાય તો કોણ કેવી રીતે તેનું વર્ણન કરે? પસ, ઝહેરા (અ. સ.) એ નુબુવતના સીનાથી અસરારને લીધાં. બચપણામાં ફાઝેલા મોહતરેમા થયા. જે ઘરના ફરઝંદો કદી રમતગમત તો શું તેના પડછાયામાંય ન ઉભા હોય. તે ઘરની ખાતુનની પાકઝિંદગીનું શું કહેવું?

સઇયદહ ફાતેમા (અ. સ.) એ વરસના થયા તે અરસામાં કુરેશના–કુફ્ફારોની સતામણી સામે મોલાના અબિતાલિબે તકેદારી લેવી જરૂરી સમજી. કેમકે કુફ્ફારએ નબીના કત્લનો નિર્ણય કરી લીધો હતો. અબીતાલીબ (અ. સ.) એ તમામ અવલાદે અબ્દુલ મુત્તલિબને અને બનુ હાશિમને એક જગ્યા ભેગા કરી રક્ષણ માટે એક ગુફામાં રવાના કરી દીધા. જે ગુફાને "શોઅબે અબુતાલિબ"ના નામથી ઓળખવામાં આવે છે. હઝરત ખદીજા, સઇયદહ ફાતેમા વગેરે સર્વે એ ગુફામાં જઇ વસ્યાં. ત્યાં પણ જોઇએ તેવી સલામતી તો નહોતીજ. મોલાના હમઝા નાંગી તલ્વાર લઇ રાત્રભર પહેરો ભરતા અને નબીના બિસ્તર પર અલી અને અલીના બિસ્તરપર નબી એમ રાત્રે નિદ્રા માટેનો કાનુન અબુતાલિબે ઠરાવી દીધો હતો. હેતુ એ કે દગો ફટકો થાય તો નબી બચી જાય. ત્રણ વરસની લાંબી મુદત તક બનુ હાશિમ અને બનુ અબ્દુલ મુત્તલિબ એ ગુફામાં રહ્યાં. અહિં કાફેરોએ એ સર્વેથી અસહકાર પુકાર્યો કોઇ નબીના હિમાયતીયોને દિકરી ન દે કે ન લે. ન વેપાર કરે ન ખરીદી વિક્રી. આ અસહકાર કરવાના નિયમપત્રકપર કુરેશની સહીઓ લેવાની અને તેને સંભાળવા માટે અબુજહેલની માસી ઉમ્મેજલાસને સુપુર્દ કરવામાં આવ્યું.

રસુલે ખુદાપર રોઝ-બ-રોઝ મુસીબતના પહાડો તુટી રહ્યાં હતા. કોઇ ગાલી દે, કોઇ કચરો નાંખે, કોઇ પથ્થર ફેંકે, કોઇ દામન ખેંચે મતલબ એ કે કુરેશના ઉશ્કેરાએલા તોળાંઓ જેમ ધ્યાનમાં આવે તેમ અલ્લાહના રસુલને સતાવે. નબીને રિઝવવાને સિવાય ફાતેમાના બીજુ કોણ હોય? આપ બચ્ચી હતા તો પણ દોડીને બાવાજી સાહેબના ઉપર પડેલો કચરો સાફ કરી લેતા. ઝખમ લાગે તો ધોઇ દેતા. એક વખતે કાબામા આપ નમાઝમાં સજદો કરી રહ્યાં હતા ત્યારે અબુ-જહેલના ઇશારાથી કોઇએ ઉંટની ઓજરી લાવીને આપ પર નાંખી દીધી. ફાતેમાએ એ જોયું, દોડતા પધારા અને ઓજરી ઉપાડી લીધી. કાફેરો ઉભેલા હતા તોપણ આલમના બેરોની ઠકરાણીનો બચપણામાં રોઅબ એવો હતો કે બધા મુહમાં મગ ગળીને એક તરફ ઉભા થઈ ગયા.

ફાતેમા (અ. સ.) પાંચ વરસના થયા તે અરસામાં શઅબે અબુ તાલિબમાંથી ઘેર આવ્યા બાદ ખાનદાનના પિતા, મહ અબુતાલિબ (અ. સ.) વફાત થયા. આખરી વક્તમાં આપે વસીયત કરીને દરેકને નબીયુલ્લાહનો દામન થામવાનું ફરમાવ્યું. સઇયદહને આબુતાલિબ જેવા ઘરના બુઝર્ગ અને સૌના સાંભળનારની મોતપર અફસોસ થયો હજી એ ગમ ભુલાયો નહોતો કે એક વરસના અંદરજ આપના સરેઅતહરથી મા સાહેબાનો સુંવાળો સાયો ઉઠી ગયો. ઉમ્મુલમુમીનીન ખદીજતુલ કુબરા વફાત થઇ ગયા. (ખુદાનો સલામ આપ ઉપર) જ્યારે રસુલે ખુદા પોતાની દુલ્હનને જન્નતુલ મોઅલ્લામાં દફનાવીને ઘરે તશરીફ લાવ્યા તો ફાતેમા આપને વળગીને ફરમાવે છે. “મારી મા કહાં છે.” કેટલો સાદો પણ ગંભીર વક્તમાં પુછાએલો જીગર કોરનારો સવાલ. ફાતેમા આમાં નબીયુલ્લાહને માનો દરજો પુછે છે. નબી જવાબ દે છે કે” બેશક ખુદા સલામ છે. તેની તરફથી સલામ છે અને તેની તરફજ સલામાં વળનાર છે. “આ જવાબમાં ખદીજાના દરજાત આલીયાતની તરફ ઇશારાત છે. ઇસ્લામનું આ દસમું વરસ રસુલુલ્લાહના ઘરપર ઘણું

દર્દનાક ગયું તેથી તે વરસને " આમુલ હુઝન "( રંજનુ વરસ) નામ આપવામાં આવ્યું. રસુલે ખુદા ઘણા ખરા ફાતેમા પાસે રહેતા. આપના દિલને એથી તસલ્લી થતી ફાતેમાને નબીથી તસલ્લી થતી. પણ આનો અર્થ એવો નથી થતો કે આપ આપના કર્તવ્યથી બે ખબર હતા. ના. આપ તાઇફ તબલીગ માટે બીજેજ વરસે પધારા. ત્યાંથી પાછા મક્કા પધારી તબલીગ જારી રાખી. ઇસ્લામ ફેલાતું ગયું મદીનામાં પણ તેની રોશની પોંહચી. આપે ત્યાં તાલીમે શરઇ વાસ્તે હુદુદ રવાના ફરમાવ્યા.

## ૪. મદીના તરફ

ઇસ્લામનો ઉરૂજ મક્કાના કાફેરોથી કેમ સહન થઇ શકે ? તેઓના ચાલીસ મોટા મોટા આગેવાનો દારૂન્નદવાહમાં ભેગા થયા અને નબીયુલ્લાહ તથા તેની દઅવત ઉપર પ્રતિકારના ઇલાજનો માર્ગ શોધવા લાગ્યા. શયતાન અહિં નજદી શેખના રૂપમાં હાજર થયો હતો જેની સુચનાથી નબીસાહેબને સર્વ ખાનદાનની તલ્વારના એક સામટા ઘાથી શહીદ કરી દેવાનો નિર્ણય થયો. પહેલે તો આ કામ રાતનાજ કરી લેવાનું ઠર્યું હતું પણ અબુજહેલની સલાહ એવી મળી કે સવારના પહોરમાંજ કરવું જેથી નબીના ઘરના બૈરા બચ્ચાંમાં હોકાર ન મચે.

રસૂલે ખુદા ( સ.અ. ) ને વહીના ઝરીઆથી હિજરતનું ફરમાન થયુ આપે અલી ઇબ્ને અબીતાલિબ ( સ.અ. ) ને ઘરના લોકોની અને પોતાની લાડલી બતુલે અઝરાની કફાલત સોંપી. જે જેની અમાનતો આપની પાસે હતી તે પણ આપી કે જેની તેને પોંહચાવી દેવાય. આપે વસીયત ફરમાવી કે " જ્યારે હું સુખરૂપ મદીના પોંહચીશ કે તરતજ ખબર મોકલાવીશ એટલે ફાતેમા બિન્તે અસદ અને ફાતેમા ઝહેરા તથા ઘરના લોકોને લઇ મદીના આવી જજે.

કુફ્ફાર પોતાના નિર્ણય મુજબ તલ્વારો મ્યાનમાં લઇ નબીના ઘરને ઘેરી ઉભા હતા. ખતમુલ મુરસેલીન–સુરએયાસીન

માંથી "**વજઅલના મિમ-બયના અયદીહીમ**...ની આયત પઢતા બહાર પધારા. હાથમા થોડી ધુળ લઇને દુશ્મનો પર ઉડાવી અને તસ્બીહો તહલીલ કરતા તેમણા સામેથીજ નિકળી ગયા. આપે મક્કાથી દુર ગારે સુરમા જઇને વિસામો લીધો.

અહિં વહેલી સવારમાં દુશમનો તલ્વાર અને ભાલાઓ લઇ નબીના ઘરમાં ધસી આવ્યા. સઇયદુલ મુરસેલીનના બિસ્તર મુબારકપર આપના જાંનશીન, અમીરૂલમુમીનીન, નબીસાહેબ-નીજ ચાદર ઓઢીને પોઢી ગયા હતા. દુશમનોએ ચાહ્યું કે નબી ધારીને આપ પર તલ્વારો વરસાવી દે. એટલામાં શેરે ખુદાએ હુંકારો કીધો. અસદુલ્લાહનો હુંકાર કોણ ન પરખે ? જેની લલકારથી ભલભલા પહેલવાનોનાં બંદ તુટી જાય તો આ હુંકારથી કુરેશ ચમકે તેમાં શું અજબ! આપ ચાદર ખંખેરીને ઉભા થઇ ગયા. દુશમનો પરિસ્થિતિ વર્તી ગયા. હુંકે ચું કર્યા વગર ખાનએ નબીથી નિકળી ખાનએ ખુદામાં આગળનો વિચાર કરવા ગયા.

ખુદાતઆલાની ઇચ્છા મુજબ રસુલેખુદા મદીના સુખરૂપ પોંહચી ગયા. ત્યાંથી અલીએ આલાપર અહેવાલનો કાગળ લખી ફરમાવ્યો અને તેમાં ઘટીત સુચનાઓ સાથે ફાતેમતીલ બતુલ તેમજ અહલે બેતને સલામ મોકલાવ્યો. અલીએ હુકમ મુજબ અમાનતો અદા ફરમાવી અને ત્યાર પછી તમામ કુંબાને સાથે લઇ મદીના તરફ રવાના થયા.

## ૫. ફાતેમાના નિકાહ

સરવરે કાએનાત મદીનામાં મુકીમ થતાંજ કુફ્ફારે કુરેશની તલવાની આગ મસ્તકમાં પહોંચી. તેઓએ હવે ખુલી લડાઇઓ જાહેર કરવા માંડી. હુમલાઓના બચાવ માટે નબી સાહેબને પણ લશ્કરી તૈયારીઓ કરી જવાબ દેવો પડ્યો. મૌલતેના ફાતેમા ( અ. સ.) આવી લડાઇઓ પર નબીસાહેબ પધારતાં ત્યારે વીરપુત્રી બનીને બધી તૈયારીઓ કરી આપતા.

હિજરતના બીજા વરસમાં ખાતુને જન્નત દસ વરસના થયા. અરબની તંદુરસ્તી, આબોહવા અને ઝમીનની તાસીરાતના લીધે અરબના લોકો જલદીથી બુલુગની હદમાં પહોંચી જાય છે. ફાતેમા તો માસુમા, મુતાહરા હતા. ખુદાતઆલાએ આપને નાપાકીથી અલગ કરી દીધા હતા. સામાન્યરીતે દુન્યાની બીજી સ્ત્રીયો માંટે બને છે તેમ ફાતેમા માટે હરગીઝ બનુ નથી. આપ તહારત અને તકવાની હુર છે. આયએ તતહીર આપની શાનમાં મવજુદ છે. સંપૂર્ણ પવિત્રતાથી સદયદહ દસ વરસના થતાંજ અરબના કાનુન મૂજબ શાદીને લાયક થયા. મક્કા અને મદીનાના મુસ્લીમ સરદારોમાં અનસાર અને મોહાજીરના આગેવાનોમાં, ખત્મુલ મુરસેલીનની શાહઝાદી વિષે અદબ અને એહતેરામથી વાતો થવા લાગી. એવીજ રીતે અરબની મુસ્લીમ સરદારણોમાં પુછપરછ શરૂ થઈ. નબીની બેટીનું માંગણું કરવું એ કંઈ જેવી તેવી વાત ન હતી. ફાતેમાની શાન અને આનબાન હરકોઇ જાણતા હતાં, છતાં કેટલાકોએ હિમ્મત કરી જોઇ. સીધી અને આડકત્રી રીતે અનેક સરદારોના માંગણા નબીની ખિદમતમાં પહોંચતા રહ્યાં પણ આપે બધાને હંસીને નકારમાં જવાબ આપ્યો. જેના માટે નબીસાહેબ "ના" ફરમાવે તેની કોમમાં ઠેકડી થવાનો સ્વાભાવક સંભવ હતો એટલે ઘણાઓ ચુપચાપ પૂછાવતા અને જવાબ સાંભળીને સમસમી જતા. કોઇએ એવી કલ્પના કીધી કે સરવરે આલમ નાણાની તંગી ભોગવે છે એટલે કદાચ ના ફરમાવતા હશે આથી એક જણએ અર્ઝ કીધી કે મવલાના, હા ફરમાવે તો હું એક મોટી રકમ રસમમાં આપવા તૈયાર છું.

રસુલેખુદા (સ.અ.) આ બેઅદબી ભરેલી અર્ઝ સાંભળીને ખફા થઈ ગયા. નુબુવતના જલાલથી આપના ચહેરએ મુબારક લાલ થયા. આપે ઝમીનપરથી કેટલીક કાંકરીઓ હાથમાં લીધી. દસ્તેહકપરસ્તમાં એ કાંકરીઓ ખુદાના નામની તસ્બીહ કરવા લાગી. તે બાદ આપએ એ કાંકરીઓ અર્જ-

દારના ખોળામાં નાંખી, હવે એ કાંકરીઓ ન્હોતી બલ્કે અનમોલ મોતી હતા. આ મોજેઝો જોઇને તમામ મજલીસ દીગમુદ બની ગઈ. અર્જદારનો ચહેરો ફીકો ફ્ચ દેખાવા લાગ્યો.

આ બનાવ બન્યા પછી થોડા દિવસ બાદ કેટલાક પોતાને નજદીકના સમજનાર આગેવાનોએ અર્ઝ કીધી કે "આખર ફાતેમાની શાદી કર્યા વિના તો છુટકોજ નથી. આપ બધાને ના ફરમાવો છો તો કોકને હા તો એક દિવસ કહેવુંજ પડશે ના?" રસુલે ખુદા આફતાબે નુબુવત–જવાબમાં ફરમાવે છે કે "હા, આજ રાત્રે જેના મકાનમાં સિતારા ઉતરશે તેને હું મારા જમાઈ કરી લઇશ." ફરમાને નબવી સાંભળીને ઘણાઓને અચરજ થયું. કેટલાક આશા અને હિરસના પુતળાઓ તો ઘરની આગાસીપર સિતારા ઉતરવાની રાહ જોતા જાગ્રણ કરતાં બેઠા!

શહરે રમઝાનુલ મુબારકની એ ત્રેવીસમી તારીખ હતી. જીબ્રઇલ નબીની ખિદમતમાં હાઝિર થયા અને ખુદાનો સલામ પોહચાવીને અર્ઝ કરવા લાગ્યા કે "ખુદાતઆલાએ પયગામ કહેરાવ્યો છે કે અમોએ ગઇ રાતમાં મલાએકત, રૂહાનીય્યીન, કરરૂબીય્યીન, હુર અને ગિલ્માનના રૂબરૂ, શજરે તુબાના નીચે, મયદાને ઉફ્જમાં મજલિસ કરીને ફાતેમાનો સંબંધ અલીથી જોડી દીધો છે. ખુદાતઆલાએ તદનુસાર મને માંગણાનો હુકમ કર્યો, પોતે ખુદ વલી થયા. તુબાને નિછાવર થવાનો હુકમ થયો. તેમાંથી મોતી, મરજાન, હીરા જવાહેરાત, વરસી ગયા. એ નિછાવરને હુરોએ લુંટયું ત્યાર પછી અરસ પરસ હદીયામાં અપાયું. એ રસમ એ રાત્રે કયામત તક જારી રહેશે. અય અમારા દોસ્ત; તમે પણ ફાતેમાનો સંબંધ અલીથી જોડી દો એમ ખુદાનો હુકમ છે." રસુલે ખુદા આપ આ પયગામ સાંભળીને અઝહદ ખુશ થયા. આપ (સ.અ.) એ સલ્માનને તલબ કીધા. અને તેને કેટલીક સુચનાઓ આપી. એજ

રાત્રે હક અને સદાકતના ઝલકતા સિતારા હંસતા હંસતા મહતાબે વસાયતના બુરૂજ–ઘર–માં ઉતારા. અલીએ આલાના કદમ બોસ થયા અને ખૈરો આફિયત પુછા બાદ અર્ઝ કરવા લાગ્યા કે, " યા અલી ! મદીનાના તમામ સરદારોએ ફાતેમાનું માગણું કરી જોયું છે આપ કેમ નથી કરતા ? "

અમીરૂલ મુમીનીન ગંભીરતાથી જવાબ દે છે " સલ્માન, નબીયુલ્લાહ–દીની અને દુન્યવી એવે નઝરથી મારા, તમારા અને કુલના મવલા અને મુરબ્બી છે. આપ ખુદ જ જેને ચાહશે તેને પસંદ ફરમાવશે. મારાથી બેઅદબી કેમ થાય ? "

સલ્માન અર્ઝ કરે છે કે " એ ખરૂં છે પણ આતો એવો મામલો છે કે, જેમાં દરખ્વાસ્તની તો જરૂર રહેવાનીજ. આપની ઇજાઝત હોય તો હું આપના વતિ નબીસાહેબની ખિદમતમાં દરખ્વાસ્ત કરૂ. " અલીયુલ મુર્તઝા ( સ.અ. ) એ થોડીક ચર્ચાના બાદ રઝા આપી " બુઝર્ગ રૂકું કરે " એ ન્યાયે સલ્માન મોડી રાત્રે ચમકતા ચહેરે અલીના ઘરથી વિદા થયા. બીજે દિવસ સવારમાં નબવીદરબારમાં સલ્માનુલ ફારસીએ અલી ઇબ્ને અબીતાલિબના તરફથી માંગણું પેશ કર્યું. તમામ સર્વે જાણી ગયા કે, નબી સાહેબ સિતારાથી કોણી ગરઝ રાખે છે. ખરેખર ' **અસ્સલમાનો મિન્ના અહલુલ બેત** ' ( સલ્માન અમારા ઘરના સભ્ય છે ) એમ જે નબી સાહેબે ફરમાવ્યું છે તેમાં એ ફારિસના બુઝર્ગની બરતરીના પડછાયા છે

સલ્માનની દરખ્વાસ્ત સાંભળીને રસુલુલ્લાહની ખુશીનો પાર ન રહ્યો. આપ મુસ્કેરાઇને ફરમાવે છે. " અલીના પાસે શું છે કે જેથી અમે હા કહી શકીએ ? "

અલીએ આલા ( સ. અ. ) મજલીસમાં મોજુદ હતા. આપે શરમથી નિગાહ નીચી કરીને ધીમેથી અર્ઝ કીધી " મારો હાલ આપ જાણો છોજ. આ વક્ત મારી પાસે એક તલ્વાર છે, એક બખ્તર છે અને એક ઉંટ છે. " નબી સાહેબ ઇરશાદ કરે છે " તલ્વાર દુશમનોથી લડવા માટે છે. ઉંટની તમારા માટે જરૂરત છે અલબત બખ્તર ઉપર અમે નિકાહ પડાવી

આપીશું. પણ આ બાબતમાં ફાતેમા ઝહેરા–મારા કલેજાના તુકડાની સંમતિ પણ જરૂરની છે."

ત્યાર બાદ જનાબે અમીરને વદા ફરમાવીને આપ ફાતેમ-તીલ બતુલના પાસે પધારા. આપ લાડલીને બોસો દઇને ફરમાવે છે–"ફાતેમા! ખુદાથી હું રાત દિવસ માંગી રહ્યો હતો કે તમારી શાદી ખુદાના ખાસા અને આલમના ખુલાસાથી થઇ જાય. આજ અલી ઇબ્ને અબીતાલીબ તરફથી તમારૂં માંગણું લઇને સલ્માન આવેલા હતા. તમને શું લાગે છે નુરેનઝર?" ફાતેમા ચુપ થઇ ગયા. રસુલે ખુદા ઇરશાદ ફરમાવે છે કે "ચુપકીદી હા માં ગણવામાં આવે છે" એટલું ફરમાવીને આપ ઉભા થયા. એટલામાં જીબ્રઇલ ખુદાતઆલાની તરફથી સલામ લઇને નાઝિલ થયા અને અર્ઝ કીધી કે "યા રસુલુલ્લાહ! ખુદાતઆલા આપને મુબારકબાદી આપે છે. ખરેખર ફાતેમા અલીના વાસ્તે છે અને અલી ફાતેમાના વાસ્તે છે. એ બેનો અ–ઝ–લી જોડો છે. ખુદ ખુદાએ અર્શપર તેમણા નિકાહ પઢી આપેલા છે. પસ આપ પણ નિકાહ પઢી આપીએ, ફાતેમાને મહેરમાં ખુદાતઆલાએ અલીની તરફથી સાતે દર્યા બક્ષી દીધાં છે."

આ ખુશખબરી નબી સાહેબે સલ્માન સાથે અલીને પોંહચાવી અને કહેરાવ્યું "મુબારક થાય તમને યા અલી, ખુદાતઆલાએ તમને એવી કરમત અતા ફરમાવી છે જેવી કોઇને નથી આપી. હું મારી લાડલીના નિકાહ તમારાથી પડી આપું છું. એજ ચીજપર કે જેના ઉપર ખુદાએ પઢા છે અને હું એજ ચીજપર ખુશ છું જેમાં ખુદા ખુશ છે."

બિલાલને હુકમ થયો કે, તમામ અનસારો મોહાજીરને મસજીદમાં હાજર થવા માટે નિદા કરે. થોડીકજવારમાં મસજીદ ફાખેરા લિબાસ પહેરેલાં અનસાર અને મોહાજીર તેમજ મદીનાના મોટાઓથી ચિકાર થઇ ગઇ. નબી અને વસી મસજીદમાં પધારા. નબી સાહેબ મિમ્બરપર જલ્વનુમા થયા અને બિસ્મીલ્લાહ

બોલીને ખુદાનો હમ્દ કીધો. મલાએકત આપપર સાયો કરી રહ્યાં હતા. આપે ખુત્બા બલીગા ઈરશાદ ફરમાવી ઝાહેર કર્યું કે આજ ખુદાતઆલાની ખુશી, મારી ખુશી અને ફાતેમાની ખુશી મુજબ મેં અલીને જમાઇ કરૂ છું. ફાતેમા અને અલીના નિકાહ ખુદાએ પઢેલાં છે તેમ હું પઢું છું, એ બેવે અઝલી જોડો છે અને અઝલી રહેશે." ચારે તરફથી મુબારક મુબારકની આવાજો બુલંદ થઈ. મલાએકતમાં સુબ્બુહુન કુદ્દુસની તસબીહ થવા લાગી. જન્નતમાં હુરોએ કસીદા લલકાર્યા. કુદ્‌સના ફુલોની મોહમ્મદ, અલી અને ફાતેમાપર બોછાર વરસવા લાગી. અલીએ આલાએ શુકરના સજદા કીધા. મદીનાની ગલીગલી ઘરઘરમાં ઈદ કરતા વધારે ખુશાલી મનાવાની.

રસુલેખુદા ફાતિમાના નિકાહ પઢીને ઘરમાં પધારા તો અઝવાજએ આપની બલા લઇને મુબારકબાદી આપી. આપ ફાતેમાના પાસે પધારા–આપે બેટીને–મુબારકબાદી આપી દોઆ ફરમાવી. તે બાદ અલીયુલ મુર્તઝાએ બખ્તર વેચીને–જરૂરી સામાન ખરીદવાની તૈયાદી કીધી, ચારસો દિરહમમાં તે વેચાણા બિકદાદ અને બીજા સહાબી ખાસએ એ રકમમાંથી અલી વાસ્તે જહેઝનો સામાન ખરીદ કીધો. જ્યારે એ વસ્તુઓ રસુ-લુલ્લાહ (સ. અ.)ના સામને આવી તો આપે બરકતની દોઆ ફરમાવી.

## ૬. એક બુરૂજમાં બે તારા

ખાતુને જન્નતના કસીમુન્નારે વલજન્નત સાથે નિકાહ થઇને એક મહીનાનો અરસો થઇ ગયો. હજુ સુધી વહુરાણીને વરરાજાના ઘરે મોકલવાની કોઈ વાત ન્હોતું કરતું. છેવટે એક નેકસાઅતમાં હઝરત ઉમ્મે સલમાહએ રસુલુલ્લાહની ખિદમતમાં અર્ઝ કીધી કે, "હવે બતુલે અઝરાને હયદરે કર્રારના ઘરે મોકલવાં જોઈએ, તાકે અમે સર્વે તેનું સુખ જોઇને સુખી થઈએ." રસુલુલ્લાહ (સ. અ.) ફરમાવા લાગ્યા કે "અમે તો આવી અર્ઝનીજ રાહ જોઈ રહ્યાં હતા. ઇનશાઅલ્લાહો-તઆલા આજે રાત્રેજ અમે ફાતેમાને વદા કરીશુ."

હો. અહિં અઝવાજ અને ઘરની મસતુરાત ફાતેમાને—જન્નતની પારસાને—શણગારે છે. ત્યાં અલીએ આલાના ઘરમાં મલાએકત ધુમ મચાવે છે. સરવરે આલમ ( સ. અ. ) એ વલીમાનું જમણ કીધુ. બિલાલ મદીનાના રસ્તે—બ—રસ્તે લલકારીને નિદા દે છે કે "આજ રહેમતતુલલિલ આલેમીનના ઘરે તઆમેવલીમા છે. બૈરા અને મરદ સર્વે જમણમાં શરીક થાય અને સવાબ હાસિલ કરે." સઇદ અનસારી પોતે ઉભા રહીને જમણનો ઇન્તિઝામ કરી રહ્યા હતા. વકતપર સર્વે જમવા હાઝિર થયા તો અસહાબ કિરામએ રસુલે કરીમ તરફથી લોકોને કરામત દીધા. રસુલે ખુદા અને અલીયુલ મુર્તઝા બન્ફસે નફીસ હરેકને આવકાર આપી રહ્યાં હતા. જમન ઘણું સાદુ હતું. અનસાર અને મોહાજીરએ હદીયાઓ પેશ કીધા. મરદો જમી રહ્યાં પછી બૈરાઓને જમાડવામાં આવ્યાં સૌથી છેલ્લે નબી અને અલીના અહલેબેતએ થાલ લીધું.

જમનના બાદ રસુલુલ્લાહ (સ. અ.) બૈતુશ શરફમાં તશરીફ લઇ ગયા. આપ અઝવાજને ફરમાવે છે "કેમ ફાતિમા તૈયાર છે? તમે જાણો છોજ કે એ મને કેટલી વહાલી છે. લો હવે તેને તેણીની શાન મુજબ વદા કરો." સઇયદહ ફાતેમા ખુશબુમાં ન્હાઇ ગયા હતા. જન્નતની રિદા આપના જીસ્મે અતહરપર શોભી રહી હતી. ઘરમાં દીવો ન હોત તોપણ ઝહેરાના નુરથી ઓરડો દમકી ગયો હોત. અલીયુલ આલા તશરીફ લાયા. ઉમ્મે સલ્માહ સઇયદા માસુમાનો હાથ થામી બહાર પધારા. રસુલે ખુદાએ શાફએ મહશરનો હાથ યદુલ્લાહના હાથમાં મુકો. મલાએકત, જીન અને ઇન્સમાં સલ્વાતનો શોર મચી ગયો.

રસુલુલ્લાહ ખુશીમાં ફુલા સમાતા નથી. આપ ફરમાવે છે "ફાતેમા, તમારા શૌહરની ફઝીલતનું શું કહુ. ખયરૂલ બશર છે." અલીને ફરમાવે છે "તમારી દુલ્હનની શાન શું બતાવું. ખયરન્નીસા છે. હવે તમારી ઇતરત ખયરૂલ ઇતર કેમ ન હોય!" રસુલે ખુદાએ તે બાદ દોઆ ફરમાવી અને બરાત સરઘસ ) માં જોડાયા.

અલ્લાહો અકબર ! શું શાનથી બરાત જાય છે. રસુલે ખુદાના ખાસ રહેવાર " શેહબા " પર રેશમી મેહમલમાં આલમના બેરોની ઠકરાણી વિરાજીત છે. સલ્માનુલ ફાર્સના હાથમાં તેની લુગામ છે. રસુલે ખુદા દુપટ્ટો ઓઢીને આગે આગે ચલી રહ્યાં છે. રહેવારના જમણી તરફ જઅફરૂત્તયાર છે. ડાબી તરફ અકીલ છે. પાછળ હમઝા છે અને ચોતરફ બનુ હાશિમ નંગી તલ્વારો લઇને મદેહ પઢતા આનબાનથી ચાલી રહ્યાં છે. મદીનાના તમામ નાના મોટા સરદારો, અદના આલા નાગરિકો, ફાતેમાને રવાના કરવાને હાઝિર છે. ફક્ત ઇનસાનોજ નહી બલ્કે મલાએકતની સફોપર સફો મવજુદ છે. જીબ્રઇલ લગામ પાસે ખિદમત પર છે. ઇસ્રાફીલ અને ઇઝરાઇલ બેવે બન્ને રિકાબના પાસે છે. મીકાઇલ પાછળ છે. ગિલમાન સાયો કરી રહ્યાં છે. બરાત આગે બઢી રહી છે. જન્નતમાં ફળફુલના ઝાડો ખુશીથી ઝુમી રહ્યાં છે. હુર અને ગિલ્માન પર ઇન્આમે આમ છે. કુદસીયો જાણે લુંટમાં પડ્યા છે. તસ્બીહ અને તહલીલના આવાઝોથી અર્શે મોઅલ્લા ગુંજી રહ્યું છે.

બનુહાશમની મસતુરાતોમાંથી અનેકે આ પ્રસંગે કસીદાઓ લલકાર્યા. નુબુવતની શાહઝાદીને મુબારકબાદી આપવામાં મર્દો અને બેરો સર્વેએ સરખો સરએ ભાગ લીધો. ખુસુસ ઉમ્મે સલ્માહ, હફસા, મઆઝા અનસારીયા વગેરેએ એકથી એક સરસ કસીદા કહ્યાં.

નબીના ઘરથી અલીનું ઘર કાંઇ ઘણું દુર નહતું. ફાતિમાની સવારી જોતજોતામાં અલીના આંગણે આવી પોહચી ઘર સાદગીના સાથ સજાવેલું હતું. ઉમ્મે અયમન, અસમ બિન્તે ઉમેશ વગેરેએ તેની રેખદેખ કરી હતી. કેટલાક ઇતિહાસ કારોનું કહેવું છે કે એ અસ્મા નહી પણ સલ્મા બિન્તે ઉમેશ હતી. ગમે તે હોય. રસુલે ખુદાએ ફાતેમાને ઘરમાં દાખલ કીધા. ફાતેમા અહિં નબીના કદમ બોસ થયા આપે તેને વળગીને દોઆ ફરમાવી કે " પરવરદીગાર તુ આ બેવેમાં બરકત બોલજે

નેકઅવલાદ આપજે. તેમણા ઉમુરોને જમા કરજે. ખરેખર તું દોઆનો સાંભળનાર છે." ત્યાર બાદ આપ ફાતેમાને મૂકીને અલહલતી આંખે પાછા થયા. ઘરના અંગણમાં આપે ફરમાવ્યું "મરહબા બહરેને યલતકીયાન વનજમાને યકતરનાન" અથવાહ ખુશી કે આજ બે દર્યા મળી રહ્યાં છે. અને બે સિતારા એક બુરૂજમાં દાખલ થયા છે. ખુદાએ બેવેને પાક કીધા. બેવેની નસલને પાક કીધી. નબી સાહેબ દોઆ કરતાં કરતાં ઘરે પધારી ગયા. અહિં બન્ને પાકઝાતોએ તસ્બીહ અને તકદીસના આગોશમાં આરામ ફરમાવ્યું.

બીજે દિવસે સવારમાં નમાઝના બાદ રસુલે ખુદા અસ્સલામો એલૈકુમ વરહમતુલ્લાહે વ બરકાતુહુ ફરમાવીને અલી (અ. સ.) ના ઘરમાં દાખલ થયા. બેવેની ખૈરો આફીયત પુછી બેવેએ ખુદાનો શુકર કીધો. આ પ્રમાણે ૪ દિવસ તક રસુલુલ્લાહ તશરીફ લાવતા અને બેવેના હકમા દોઆ ફરમાવતા.

એમ કહેવામાં આવે છે કે, દુન્યાની કોઇપણ દીકરી માટે માબાપના ઘરથી વહુ બનીને પતિના ઘરે જવું એક નવી ઝીંદગી છે. માબાપના ઘરની આઝાદી કયાં અને સાસુસસરા, પતિ, નણંદ, ભોજાઇની નજરોમાં રહેલી એક પ્રકારની કેદ જેવી અવસ્થા કયાં! ઘરમાં નવી વહુ આવતાંજ ઘરવાલાઓ પોતાની તમામ અકલ, સમજ, તજરૂબો તેની ઉપર વાપરવાને હકદાર બની જાય છે. જો કદી તે જમતા નિવાલો મોટો લે તો અઘોરી કહેવાય. બેઘુંટ ચાહ યા દૂધ વધુ પીલે તો બદતમીઝ કહેવાય. કુતુહલથી કોઇ ચીજ ચાખી લે તો ચતરી કહેવાય. ઘરમાં હસતી રહેતો બેહયાનો ખિતાબ મળે. ચુપકી રહેતો મગરૂર કહેવાય. કામકાજ શોકથી વધુ કરે તો એહસાન કરવા આવી છે એવો મેણો સાંભળે. ઓછું કામ કરે તો કાયાહરામ નામ પડે. પતિની તરફ હોંસથી આંખ ઉઠાવીને જોય તો બેશરમ, હંમેશા નીચી નજરથી ડરીને ચાલે તો મુંગુસ. ઘરના બાળબચ્ચાંને હંસાવે રમાડે તો છોકરમતિ,

એકલવાયી રહે તો નજરની ભુંડી મતલબ એ કે તેણીના માટે કોઇ રીતે ચેન કે સંતોષ નહી ! બધાજ ઘરમાં એવું બને છે એમ પણ નથી. તેમ બધી વહુઓ પારસાઇનો અવતાર હોય છે એમ પણ નથી. દુન્યા વિવિધ રંગી છે. તેમાં વ્યક્તિ તેટલી પ્રકૃતિનો નિયમ પહેલેથી છેલ્લે સુધી અબાધિત છે.

પણ દુન્યાના આવા રંગઢંગથી ઇસ્મતના ઘરોને, નુબુવતના ખાનદાનને, માસુમ નસલને કોઇ સંબંધ નથી. સઇયદહ ફાતેમા ઝહેરા ખુદ માસુમા, આપના બાવાજી સાહેબ માસુમ, અને શૌહર પણ માસુમ. દુન્યાની દોરવણી તેમણું કર્તવ્ય. આખેરતને અજવાળવી એજ તેમનો હેતુ. ખુદાના તરફથી ખુદાઇ કાનુન અને આચારવિચારના એ સર્વે મખલુક માટેના નમૂના. તેમણે દુન્યાના રીત રસ્મોથી જોવા કે વિચારવા એ કેવળ બેઅદબીજ નહી પણ નરીનાદાની અને ખુલ્લી જહાલત છે.

આપણે જોઇ ગયા કે, દુન્યા અને :દીનના તારણહારની રાજકુંવરી–ઝહેરા ( અ.સ. )ની શાદી કેવી રીતે થઇ. કેટલી સાદગી અને સ્વાભાવિકતા તેમાં હતી. અફસોસ કે આ ઝમાનામાં સુધારો મુશકિલ થઇ ગયો છે. કેમકે અંબિયા, અવસિયા અને અઇમ્મત તથા દોઆતની સીરતોપર અમે ગૌર કરતા નથી. જે હસ્તીઓ અમારા નજરોના સામે છે. જેની હિદાયતો અમારા સીનાઓમાં મ્હેફુઝ છે. હવે કોઇ અમને શું બતાવે અને અમે કઇ રીતે સમજીએ ? સુધારાના નામે તકલીદી રસમો અને કેળવણીના નામે બેહુદા વિચારો દુન્યાના ચોકમાં અપનાવાતા જાય છે. પણ માસુમોની જિંદગીનું અમલી રૂપ કોઇ નથી પૂછતું. એમ કહીએ કે "મના કીધેલા ઝાડના ફળ બનુ આદમ નોશ કરી રહ્યાં છે અને પાક ઝાડના ફળ ઢેલાઇ રહ્યાં છે" તો તેમાં કશીજ અતિશયોક્તિ નહી કહેવાય.

## ૭. આદર્શ વહુરાણી.

મરદો અને ઔરો દરેકના માટે ખાતુને જન્નતની સીરત એક અરીસો છે. પાકઝાડનું એ ફળ છે. આપની ઘરેલું ઝીંદગી,

આપની કોમી ઝિન્દગી, આપની મઝહબી ઝિન્દગીના દરેક પહેલુંમાં, હલચલમાં, જાગવા અને સુવામાં મખલુકના માટે આદર્શના પાઠ રહેલાં છે. આવો આપણે જુઞ જુઞ તેને જોતા જઇએ.

ફાતેમા ઝહેરા (સ.અ.) અલીના ઘરમાં પધારા તે વખતે આપના સાસુ સાહેબા, અલીયુલ મુર્તઝાના વાલેદા, મોલાતેના ફાતેમા બિન્તે અસદ મવજુદ હતા. જે બીબી સાહેબાએ ખુદ નબીસાહેબને પોતાના દિકરા ગણી લીધેલા તે પોતાની વહુ ફાતેમાને બેટી કરતા વધારે પ્યાર કરે તેમાં શું અજબ. જનાબે સઇયદહ પણ આપની પુરેપૂરી અદબ રાખતા. હમેશા આપને રાહત પોંહોચાવતા. સાસુએ વહુનુ સુખ ફકત બે વરસ જોયું. ત્યાર બાદ એટલે સને હીજરી ૪ માં આપ-ફાતેમા બિન્તે અસદ-વફાત થઈ ગયા. રસુલુલ્લાહ ( સ.અ. ) એ આપને દફન ફરમાવ્યા તે બાદ કબ્ર પર ઝુકીને એવી વાતો કરી કે જે એક મો.જેઝો બની ગઇ. ફાતેમાને આપે કબ્રના વાકેઆતમાં મદદ કીધી. ઇમામુઝઝમાનનું નામ આપને બતાવ્યું. અસદની શાહઝાદીની મુશકીલ નબીયુલ્લાહ ( સ.અ. ) એ આસાન કરી દીધી.

સને હિજરી ૩ માં માહે શવ્વાલમાં ઓહદની લડાઇ થઇ. બદરમાં મકકાના કુફફારને જે નિષ્ફળતા મળી હતી તેથી તેઓ ચીરડાયા હતા અને વેર વાળવા ત્રણ હઝાર ઘોડેસ્વાર, અને બે હજારનું પાયદળ લશકર લઇને તેઓ ચડી આવ્યા હતા. નબી સાહેબ તેમણે હટાવવા સાતસો માણસનું લશકર લઇને સામે થયા. બન્ને લશકરનો ભેટો ઓહદ પહાડની ખીણમાં થયો અને ત્યાં અરસપરસ તલ્વારો ઉછલી પડી. જબરદસ્ત ઘમસાણ ચાલ્યું. મુસલમાનો સફળ થયા પણ નબીસાહેબના ફરમાનને એક ટુકડીએ ભુલાવામાં નાખ્યું. ફોજ લુંટમાં પડી એ જોઇને ન્હાસતા દુશમનો ત્વેષથી પાછા આવી પડા. જોતજોતામાં રણ મેદાનનો રંગ ફર્યો. હથ્યાર મિયાન કરેલાં મુસલમાનોપર ચડાઇ થઇ. પણ અલીયુલ મુર્તઝા શેર થઇને તેની સામે

થયા. જોતજોતામાં કુરેશીઓનો કચડઘાણ આપે વાળી નાખ્યો કોઇએ તક સાધીને પોતાની તુકડીને રસુલુલ્લાહપર હુમલો કરવા ઉશકેરી ચારે તરફથી આપપર પથ્થરો અને તીરો વરસવા લાગ્યા. આપ જખ્મી થઇને એક બાજુપર પડી ગયા. અહીં શયતાને ઓહદની ચોટીપરથી પુકાર કીધી કે "મોહમ્મદ કત્લ થઈ ગયા."

અલીએ આલા ફવરન આપના બચાવ માટે દોડ્યા. કુરેશને આપે તલ્વાર ઝુલ્ફેકારથી વિખેરી દીધા. આસમાનપર **લાફતા ઈલ્લા અલી લાસૈફ ઇલ્લા ઝુલ્ફેકારનો** મલાએકતે શોર કીધો. નાદેઅલી વાતાવરણમાં ઘુમવા લાગી. મુસલમાનો કામિયાબ થઇ ગયા. રણમાં રસુલે ખુદાના કત્લ વિષે જે પુકાર થઇ હતી તેની ખબર મદીનામાં પણ પોહચી. ફાતેમતોઝ બતુલ એ સાંભળીને બેચેન થઇ ગયા. આપ રિદા ઓઢીને મેદાને જંગની તરફ નિકળા. મદીનાની બીજી મસતુરાત પણ આપના સાથે થઈ. રસ્તામાં એક બુઢિયા બાઇ ઉંટપર કંઇક લાદીને આવતી દેખાઇ. શાહઝાદીએ તેને ફરમાવ્યું "મારા બાવાજી સાહેબ—ખુદાના રસુલનાં—શું ખબર છે ?" તેણીએ જવાબ દીધો કે "સલામત છે. આપના શૌહર આલી જવહરના હાથપર ખુદાએ ઇસ્લામને ફતેહ આપી છે. કુફ્ફાર ઉભા પગે ન્હાસી છુટા છે." ફાતેમાએ પુછ્યું "આ ઉંટપર શું લાદ્યું છે ?" તેણીએ દીલેરીથી જવાબ દીધો "એ મારા પતિ, પુત્ર અને ભાઇની લાશો છે. જે રણમાં નબીયુલ્લાહપર કુરબાન થયા છે. જો કે આ ત્રણેની મોતે મારા હૃદયના તુકડા કરી દીધા છે. તોપણ જ્યારે રસુલે ખુદા સલામત છે તો મને કોઇ ચીઝની પર્વા કે ગમ નથી." ફાતેમાએ તેણીના હકમા દોઆએ ખૈર ફરમાવી. ત્યાંથી આપ ઓહદના મેદાનમાં પધારા અને રસુલે ખુદાને જઈ મળા.

રસુલુલ્લાહને જખમ અઝરતા થયા હતા. દાંત મુબારક પર એક જબરદસ્ત ચોટ આવી હતી. ફાતેમા (અ.સ.)ના આંખમાં આંસુ આવી ગયા. રસુલે ખુદાએ તસ્કીન દીધી.

એટલામાં અલી ( અ.સ. ) પાની લઇને હાજીર થયા. લાડલી બેટીએ પોતાના નુરાની હાથોથી રસૂલુલ્લાહના જખ્મ ધોયા. તે બાદ રેશમી કપડુ જલાવી તેની રાખ જખ્મોમાં ભરી દીધી આ કામથી ફારિગ થઇને અલીએ આલાની ઝુલ્ફીકાર આપે સાફ કીધી. પછી નબી, વસી અને માદરે અઇમ્મત હમઝા ( અ.સ. ) જે લડાઇમાં શહીદ થયા હતા અને જેનું સીનું ચાક કરીને હિન્દાએ કલેજુ ચબાવ્યું હતું તે સઇયદુશ્શોહદાની લાશપર પધારા. આપને ઓહદની ખીણમાં દફન ફરમાવી સર્વે મદીના પાછા આવી ગયા.

## ૮. જન્નતના જવાનોના બે સરદાર

ઉપલી લડાઇના એક માસ અગાઉ એટલે સને હીજરી ત્રણના શહેરે રમઝાનુલ મુબારકની પંદરમી તારીખ ખાનએ વસાયતમાં ફાતેમા ( અ. સ. )ના શિકમે મુબારકથી ઈમામ હસન ( સ. અ. )ની પૈદાઇશ થઇ. અસમા બિન્તે ઉમેશે રસુલે ખુદાની શાહઝાદીની આ પહેલી સુવાવડની ખિદમત–બાખુબી–અંજામ દીધી. અસમા કહે છે કે હસન ( સ. અ. )ને એક લીલી ચાદરમાં લપેટીને મેં રસુલે અકરમના આગોશમાં આપા-આપે ફરમાવ્યું કે "આ રંગીન કપડુ હઠાવી દો તેના બદલે સફેદ પહેરાવો." હુકમ મુજબ સફેદ કપડામાં આપને વિંટવામાં આવ્યા. ત્યાર બાદ રસુલુલ્લાહ ( સ.અ. ) એ આપના જમણા કાનમાં આઝાન અને ડાબા કાનમાં ઇકામત ફરમાવી. ફરી જમના કાનમાં આયતુલ કુરસી, કુલહુવલ્લાહની સુરત અને ડાબા કાનમાં કુલઅઉઝો બે રબ્બીલફલક અને કુલઅઉઝો બે રબ્બીનનાસની સુરત તીલાવત કીધી. નિયમ મુજબ રસુલેખુદાએ બચ્ચાનું નામ શબ્બર યાને હસન રાખ્યું. આપ ફરમાવતા કે "શબ્બર નામ મુસાના વસી હારૂનના ફરઝંદનું છે. અને અલીયુલ મુર્તઝાનુ મસલ મારા નઝદીક હારૂન જેવું જ છે તેથી શાહઝાદાનું નામ શબ્બર રાખ્યું છે." અરબીમાં શબ્બરનો પ્રતિશબ્દ હસન છે. આ નામ જન્નતના નામોમાંથી એક છે.

જનાબે હસન (અ. સ.) સ્વભાવે ઘણાજ મમતાળુ, દયામાન અને દેખાવમાં રસુલેખુદા જેવાજ પેદા થયા હતા.

હીજરી સન ૪ માં શાઅબાન મહીનાની ત્રીજી (યા પાંચમી) તારીખ ફાતેમાના બીજા ફરઝંદ હુસેન (અ. સ.) પયદા થયા. હારૂનના બીજા સાહેબઝાદાનું નામ શબ્બીર હતું તેથી આપનું નામ પણ શબ્બીર એટલે હુસેન રાખવામાં આવ્યું. રસુલેખુદાએ જેમ પહેલા નવાસા વાસ્તે રસમ કીધી તેમજ આ બીજા નવાસા વાસ્તે કીધી. ફરક એટલોજ થયો કે ખુશીના આ મોકાપર રસુલેખુદાના આંખ મુબારકથી સરસર આંસુ વહી ગયા. કરબલાનો નકશો આપના નઝરના સામે ફરી વળ્યો. અલી અને ફાતેમા બેવેએ ગમ કીધો. અજબ હુસેનનો ગમ છે. હુસેન નામમાંજ એવું દર્દ અને ગમ ભરેલું છે કે ઝબાનપર આવતાંજ દિલોદિમાગમાં વલ પડી જાય છે. ખત્મુલ મુરસેલીનને પોતાના આ બેવે નવાસાઓથી જે મોહબ્બત અને હિલો હતો તેના દાખલાઓથી ઇતિહાસ ઉભરાઇ રહ્યો છે. કદી આપના કાંધાપર એ સવાર, તો કદી પીઠપર, કોઇવાર મિમ્બરપર ખુત્બો પઢતા તો કદી નમાઝમાં સજદાની હાલતમાં પીઠપર, કોઇવાર આપ હસનને છાતીથી ચાંપે તો હુસેનના હલ્ક મુબારકને ચુમે. અહિં સુધી કે હુસેનના મુંહથી બચપણામાં જે રાળ નીકળે તે નબીયુલ્લાહ ચુસી લેતા. મોલાતેના ફાતેમાને પણ આ બેવે લાલથી અજબ પ્યાર હતો. એમ તો હરેક મા પોતાના બચ્ચાઓને ચાહે છે પણ અહિં તો હસનહુસેન શમેઅ અને ફાતેમા પરવાના હતા. એ બેવે ફુલ તો મા બુલબુલ હતી. હાય અફસોસ કે, નબીના એ બેવે નવાસાની ઉમ્મતેબદએ અજબ હાલત કીધી.

## ૯. હસનૈનના ફઝાઇલ

એક સમયે નબી અને વસી બન્ને કોઇ લડાઇપર મદીનાથી બહાર પધારી ગયા હતા. ફાતેમા પોતાના બેવે લાલને સંભા-

ળીને રહેતા હતા. એક બપોરે હુસેન ( અ. સ. ) મદીનાની આગવાડિયોમાં સયર વાસ્તે પધારી ગયા. ફરતા ફરતા આપ દુર નિકળી ગયા. એક યહુદી સાલેહ બિન રકઆએ આપને જોયા. પુનમના ચાંદ જેવા એ મુખડાને જોઇને તેને એ રાખી લેવાનું મન થયું. હુસેનને ખોળામાં ઉઠાવી ઘરે લાવી છુપાવી દીધા. અહિં ફાતેમા હુસેનની તલાશ કરે છે. હમણા આવશે પછી આવશે કરતા સમીસાંજને વક્ત થયો તો આપે હસન ( અ. સ. )ને ફરમાવ્યું "જાવ બેટા. મગરિબ થવા આવી હુસેનને બુલાવી લાવ" ફરમાન મુજબ મોટા ભાઇ નાના ભાઇને શોધવા નિકળ્યા. પુછતા પુછતા દુર જંગલમાં પોંહચા પણ કોઇ નઝર ન આવ્યું. અલબત એક હરણી આમ તેમ ગેલ કરતી દોડી રહી હતી. હસન ( અ. સ. ) મોજેઝાના સાહિબ હતા. આપે તેણીને પડકારી પુછ્યું "બતાવ મારા ભાઇ હુસેન કયાં છે ?" હરણીએ આપને ઇશારાથી બુલાવી યહુદના ઘરે લાવી ઉભા કરી દીધા. યહુદી આવાજ સાંભળી બહાર આવતાં જ હસન લલકારીને ફરમાવે છે. "યહુદી ! ભલો થઇને ઝટ મારા ભાઇ હુસેનને હાજર કર. નહી તો મારી મા સાહેબાને કહીશ. જેની બદદોઆથી દુન્યામાં એક પણ યહુદ નહી બચે."

સાચી વાત કુદરતી અસર રાખે છે. નબુવતના ચિરાગના પડકારથી યહુદી કાંપી ગયો. પુછવા લાગ્યો "કોણ આપની માતા. કોણ ભાઇ. કોણા સુપુત તમે ?" હસન ( અ. સ. ) જવાબમાં ફરમાવે છે "ફાતેમા ખુદાના પયગમ્બરની શાહઝાદી મારી મા, મારા ભાઈ હુસેન, નબીની પીઠના સવાર. મારા બાવાજી અલી, અમીરૂલ મુમીનીન અમે અમારા નાના સરવરે દો આલમના નવાસા"

યહુદી આપના કદમ મુબારકપર પડી ગયો અને અર્ઝ કરવા લાગ્યો:-"હુ આપ પર કુરબાન થાઉં આપ આપના પનોતા કદમથી આ ઝુપડીને પાવન કરીએ. મને ઇસ્લામને કલેમો શિખાવીએ." હસન ( અ.સ. ) અંદર પધારા તેને

ફાતેમા પદ્દાગો. યહુદીયે બેવે શાહઝાદાઓને ઉભા રાખી અશ-રફીયોથી વધાવી લીધા. અને બન્નેને ખોળામાં ઉંડાવી ફાતેમાના દરપર હાઝિર થયો અને ભુલની માફી ચાહવા લાગ્યો.

ફાતેમા ફરમાવે છે "હું માફ કરૂં છું પણ અલીની માફી માંગી આવ." યહુદ અલી પાસે હાજર થયો. અલી ફરમાવે છે "માફ પણ બચ્ચાઓના નાના નબીની માફી માંગવી જરૂર છે. નબીની ખિદમતમાં પોહચી માફી ચાહી. રહમતે આલમ ઇરશાદ કરે છે માફ કરૂં છું પણ આ બેઅદબીની માફી તો ખુદાથી માંગવી જોઇએ. યહુદી સાંભળીને જંગલમાં ગયો અને ઝારઝાર રડી તોબાહ કરવા લાગ્યો. જીબ્રઇલ નબી સાહેબને આવીને અર્ઝ કરે છે કે "યહુદીને પાછો બુલાવી લ્યો. ખુદાએ તેના ગુનાહ મઆફ કીધા" સાલેહ બિન રકઆ ખરા આકારમાં સાલેહ થયો. તેની સાથે બીજા સીત્તેર યહુદીએ ઇસ્લામ કુબુલ કર્યું.

એકવાર હસન અને હુસેન નબીસાહેબ ( સ. અ. ) પાસે આગોશમાં બેસીને અર્ઝ કરવા લાગ્યા "નાનાજી સાહેબ અમો બેમા કોણી ફઝીલત વધારે કોણ શ્રેષ્ટ ?" નબી સાહેબ ફરમાવે છે "તમે બન્ને બરાબર છો" બેવે કહે છે "ના. અમે ઉમ્રમાં નાના મોટા છે તો કંઇક ફરક તો હોવોજ જોઇએ" રસુલે ખુદા ફરમાવે છે "વાહ. ત્યારે જાવ એક કાગળપર બન્ને કુર-આનની આયત લખી લાવો. જેના દસ્તેખત બહેતર હશે તે બહેતર કહેવાશે." બેવે નવાસા દોડયા અને કાગળપર કુરઆનની આયત લખી લાવ્યા. નબી સાહેબે બેવેના હસ્તાક્ષર જોઈ ફરમાવ્યું "બેટા હું કોઇને નારાઝ નથી કરવા ચાહતો. તમે તમારા બાવાજી સાહેબ પાસે જઇને આ લખાણ બતાવી પરીક્ષા કરાવી લો." શબ્બરો શબ્બીર અલીએ આલા ( અ.સ. ) ની ખિદમતમાં હાજર થયા. હસ્તાક્ષર પેશ કરી વાકેઆ બયાન કીધો. અલી ફરમાવે છે "ભલા જેને નબી નારાઝ કરવું પસંદ ન કરે તેને હું કેમ નારાઝ કરૂં ? જાવ તમે તમારી માદર

ખાતુને જન્નતથી જ નતીજો પુછીલો." બેવે સાહેબઝાદા દોડતાં ફાતેમાને આવીને વળગી ગયા. અર્ઝ કીધી કે "મા સાહેબા; લો આ પાના કહો જોઇએ કોણા દસ્તેખત બહેતર છે." ફાતેમા પુછે છે "પણ બાબત શું છે?" બેવેએ હકીકત બયાન કરી અર્ઝ કીધી કે "માસાહેબા, નબી અને વસી બેવે અમારામાં બરતર કોણ છે તે કહેવા નથી ચાહતા. અમારામાંથી કોઇને નારાઝ નથી કરવા ચાહતા. આપ અમારી મા છો આપ ફરમાવો આપનો કૌલ અમને કુબુલ છે." ફાતેમા (અ.સ.) વિચારમાં પડી ગયા. બેવે સાહેબઝાદાની ઝીદ ચાલુ છે. મા મજબુર છે. છેવટે આપે આપના ગલામાંથી મોતીની માળા નિકાળી અને તેમાંથી મોતી જુદા કરી હાથમાં લઈ ફરમાવ્યું "જુઓ લાડલાઓ! આ સાત મોતી છે. હું ઝમીનપર ફેંકુ છું જેના હાથમાં ચાર આવે તે ચઢીઆતા અને ત્રણ આવે તે ઉતરતા." એટલું ફરમાવી મોતીઓ ફર્શપર વિખેર્યાં. હસન અને હુસેન ચપલતાથી આગે બઢા બનવા જોગ છે કે, કોઇ ચાર લે ને કોઇ ત્રણ. પણ જેને મોહમ્મદ, અલી અને ફાતેમા નારાઝ ન કરે તેને ખુદા કેમ નારાઝ કરે. ખુદાએ જીબ્રઇલને હુકમ કીધો કે એક મોતીના બે તુકડા કરી નાંખો. જીબ્રઇલે હુકમ મુજબ એક મોતીના કુદરતથી અઝગેબ બે તુકડા કરી નાંખ્યા. સાડાત્રણ હસનના હાથમાં અને સાડાત્રણ હુસેનના હાથમાં. ફાતેમાએ ખુદાનો શુકર કીધો. બેવે નબીના નવાસા ખુશ થઇ ગયા. બેવેની શાન સરખી રહી. કેમ ન રહે? નબી સાહેબ હમેશા ફરમાવતા કે, "હસન હુસેન બેવે હકના ઇમામ છે ચાહે તલ્વાર પકડે યા ના પકડે." હજી આપ (અ.સ.) નો કૌલ મશહુર છે કે "હસન અને હુસેન જન્નતના જવાનોના સરદાર છે." આવી ઘણી રિવાયતો બેવે ઇમામની શાનમાં આવેલી છે પણ આપણો હેતુ સઇયદહ માસુમાની સીરત જોવાનો છે એટલે જે રિવાયતોમાં ફાતેમાનો સંબંધ હતો તેમાંથી બે બરકત વાસ્તે લખી લઇને પુરતુ માન્યુ છે.

હસન અને હુસેનના બાદ ખાનએ વસાયતમાં હીજરી સને ૫ માં ફાતેમાએ એક શાહઝાદીને જન્મ આપ્યો. આ પ્રસંગે નબી સાહેબ મદીનામાં મોજુદ ન હતા. એટલે નામ રાખવાનું આપના પધારવા તક મુલ્તવી રાખવામાં આવ્યુ, જ્યારે આપ પધારાતો ફાતેમાના ઘરે જઇને શાહઝાદીને ખોળામાં લીધી એ રૂપે રંગેલો, નુરથી તરવરતો ચહેરો કોઇને પણ હંસાવી દે એવો હતો છતાં નબી સાહેબની આંખ મુબારકથી આંસુ નિકળી ગયા. અલીએ આલા ( સ.અ. ) અર્ઝ કરે છે કે, આકા ! આપપર હું કુરબાન થાઉં આ બચ્ચીને જોઇને આપ કેમ અઝુર્દાહ થાવ છો? નબી સાહેબ ( સ.અ. ) ઇરશાદ ફરમાવે છે " ભાઇઅલી, બેટી ફાતેમા, હાં આ એ બચ્ચી છે કે જે હુસેનના સાથ કરબલા જશે. હુસેનના બાદ નંગી ઉટ ઉપર બેરિદા સવાર થશે. રંજ અને મુસીબતમાં તેણીના જીંદગીનો અર્ધો ભાગ તમામ થશે." નબીની પેશીનગોઇથી ઘરભરમાં બેચેની મચી ગઇ. રસુલુલ્લાહ ( સ.અ. ) એ સર્વેને તસલ્લી બક્ષીને બચ્ચીનું નામ "ઝેનબ" રાખ્યું. હિજરી સન ૬ માં ઉમ્મેકુલ્સુમ પૈદા થયા. ખાતુને જન્નતની આ બેવે શાહઝાદીયોમાંથી ઝેનબના નિકાહ હઝરત અબદુલ્લાહ બિન જઅફર બિન અબીતાલિબથી અને ઉમ્મેકુલ્સુમના નિકાહ હઝરત ઔાન બિન જઅફર બિન અબીતાલિબથી થયા હતા.

અમીરૂલ મુમીનીન (અ.સ.) ને ઘણી ઔલાદ થઇ છે પણ ફાતેમા ઝહેરા ( સ. અ. ) ના શિકમે અતહરથી આ બે દિકરા અને બે દિકરીયોજ છે. જેમ ફાતેમાની ફઝીલત અનોખી છે તેમ આપના આ ચારે ફરઝંદની શાન બુલંદ છે.

## ૧૦ આદર્શ જીવનના અનુપમ નમુના

ફાતેમતિલ બતુલ (અ.સ.) જે ઘરમાં દુલ્હન બનીને પધાર્યા હતા તે ઘર મુશકિલ કુશાએ આલમનું હતું પણ ઘરની આર્થિક સ્થિતિ, ઘરની તમામ ઘરો પ્રત્યેની પરોપકારી નતિરીતી, એવી હતી કે દુન્યાનો કોઇપણ શખ્સ તેમાં રહેવું પસંદ ન કરી શકે. કેમકે ત્યાં અમીરાઇ અને ઐશ ન્હોતા. દોલતની રેલમછેલ

ન્હોતી, નોકરો અને બાંદીઓની સફો ન્હોતી. અને હોઇપણ કેમ શકે? જે ઘર દુન્યાની દોલતની હકીકત સમજતુ હોય, જે આખેરતના આરામનું શોકીન હોય, ત્યાં આવા મોહમાયાના આડંબર ક્યાંથી હોય. ફાતેમા નબીની શાહજાદી છે પણ પોતાના ઘરની સાફ સુધરાઇ પોતેજ કરે છે. સઇયદતુન નિસા-ઇલ આલેમીન છે પણ અનાજ પીસવું, વિણવું, પકાવવું પોતેજ કરે છે. ઇસ્લામના ખમાઇરની જોહર છે પણ ઇમાનના ખુલાસા અલીએ આલાની સેવાચાકરીમાં મસરૂફ રહે છે. ફાતેમાના ઘરપર મલાએકત પહેરો ભરે છે છતાં બચ્ચાઓની દેખરેખ, ન્હવરાવવું, પહેરાવવું ફાતેમાજ કરે છે. ઘરના જરૂરી કારોબારથી પરવાડીને એ જન્નતની ખાતુન ચર્ખો ફેરવે છે. ઇબાદતના વક્ત ઇબાદતમાં મશગુલ થાય છે અને મદીનામાં જે સ્ત્રીયો દાદ માંગવા આવે, સવાલ કરવા આવે, સલાહ પૂછવા આવે તે દરેકને દાદ આપે છે, અસરારે લદુન્નીથી જવાબ દે છે રહેનુમા બને છે. સુખદુખની સાથી બને છે. દુન્યાની કોઇ સ્ત્રી પછી તે અદના હોય કે આલા–ખાતુને જન્નતથી વધારે શરફદાર નથી થઇ શકતી. જ્યારે મખદુમએ આલમ ઘરના કામકાજ સંવારવાને પોતાની શાનથી ઉલ્ટું નથી સમજતા તો પછી જે મુમીન હોય, યા મુમેના હોય, પોતાને ફાતેમાના ગુલામો અને બાંદીયોમાં ગણાવવાને શરફ સમજતા હોય તેને ઘરના કામકાજને કરવામાં નફરત કેમ હોઇ શકે?

પણ આહ! અમે એવા મુતકબ્બીર અને મગરૂર સમય માંથી પસાર થઇ રહ્યાં છે કે જેમાં સ્ત્રીયો ઘરનું કામકાજ કરવામાં શરાફતનું નુકસાન સમજી રહી છે. મર્દો પોતાનું ઘરખરચનું બજાર ઉઠાવી લાવામાં કે ખરીદવા જવામાં આબુનો ધોકો માની બેઠા છે. ખરેખર જ્યારથી કોમે સાદગી ખોઇ છે ત્યારથીજ શરાફત અને નજાબતની કસોટી ફેરવાઇ ગઇ છે. કુર્આન, અહાદીસ અને આલીયા ઉલ્લાહના ફરમાનો જ્યારથી વિસરાતા થયા છે ત્યારથી આચાર, વિચાર અને

આહારમાં હલકા વાંચનનો પ્રભાવ તરી આવતો થયો છે. અમીરો ગરીબોથી વાત કરવામાં એબ માને છે. વચલો વર્ગ આવક કરતા ખર્ચ વધારે કરી રહ્યો છે અને ગરીબ પ્રવાહમાં તણાઇને પોતાનું સત્યાનાશ નોતરી રહ્યો છે.

યાદ રાખો કે, રસુલે ખુદા ચાહતે તો નોકરો અને ગુલામો તો શું પણ મક્કા અને મદીનાના અમીરો આવીને ફાતેમાના ઘરની ઝાડુવાળી જતે. પણ રસુલે ખુદા દુન્યામાં દુન્યાવાલાઓ માટે સાચા સુખનો પેગામ લઇને પધારા હતા અને સાચુ સુખ ઇનસાન કયા રસ્તે પરામી શકે છે તેનો આઇનો પોતાના ઘરથી તમામ ઘરો માટે બતાવી દીધો હતો. જ્યારે ખુદાના સાચા પેગમ્બર, તેની સાચી બેટી, સાચા જમાઇ અને સાચા નવાસાઓ અને સાચા ઇમામો અને તેમણા દોઆતની સીરતો અમારી સામે આઇના રૂપમાં મવજુદ છે તો હવે અમે ન સુધરીએ, ન સમજીએ તો અમારો શીઆપણાનો દાવો ખોટો છે. જે બહેનો આજકાલ એશ પરસ્તીમાં જીંદગી બરબાદ કરી રહી છે તે ખુબ સમજી લે કે એ કેવળ તેના જીવનની બરબાદી નથી પણ તે સાથેજ તેની પ્યારી ઓલાદ, મરદ, સગા-વહાલા, ધન, આબ્રુ અને ઇજ્જતની બરબાદી છે. એશનો ભુત અને જીસમ પરસ્તીની ડાકણ એકજ નિવાલામાં આ બધું ખાય છે. ફાતેમાની સીરત વાંચનારાઓ! આ વાકેઆત વાંચો અને ચેતો. ફએતબેરૂ યા ઉલિલ અબસાર (હે દષ્ટિવંત સજ્જનો! બોધપાઠ લ્યો.

સય્યિદહ માસુમા (અ.સ.) ને ઘણી વેળા ખુદ અલીયુલ મુર્તઝા અને રસુલુલ્લાહ (સ.અ.) ઘરના કામકાજમાં મદદ ફરમાવતા. એક દિવસે ફાતેમા અને અલી અનાજની સફાઇમાં મશગુલ હતા એટલામાં રસુલે ખુદા તશરીફ લાવ્યા. આપ ફરમાવે છે "ભલા તમારા બેમાંથી કોણ વધારે થાકી ગયું છે?" અલી (સ.અ.) અર્ઝ કરે છે "મૌલાના! ફાતેમા થાકી ગયા છે." નબી સાહેબે ફાતેમાને ઉઠી જવાને ફરમાવ્યું અને આપ ઉઠા તો નબી પોતે ફાતેમાના કામમાં મસરૂફ થઈ ગયા.

એમ તો નબી સાહેબ (સ.અ.) ને બીજી દીકરીઓ હતી પણ જે લુત્ફ અને મોહબ્બત આપને ફાતેમાથી હતી તેની બરાબરીમાં કોઇ ન ઉતરી શકી. ફાતેમા નબીના ઘરમાં પધારે તો નબી પોતે ઉભા થઇ જાય. નબી ફાતેમાના ઘરે તશરીફ લઇ જાય તો ફાતેમા પોતે ઇસ્તીકબાલ કરે. નબી સફરપર પધારવાના હોય તો સઉથી છેલ્લે ફાતેમાંથી વદા થાય અને સફરથી પાછાવળે તો આવીને સઉથી પહેલા ફાતેમાના ચહેરએ અનવર જોય. આપ ફરમાવતા કે "ફાતેમાતો પોતાના બાવાની મા છે." "ફાતેમા મારા કલેજાના તુકડા છે." "ફાતેમાને કોઇ ઇઝા દેશે તે એ ગોયા મને ઇઝા દીધી." "ફાતેમા દુન્યાની તમામ સ્ત્રીઓની સરતાજ છે."

સરવરે કાએનાત (સ.અ.) એ એક બાંદી જેનું નામ ફિઝઝા છે. સઇયદહ માસુમાની ખિદમત માટે અતા કીધી હતી. અને ફરમાવ્યું હતું કે "ફિઝઝા જોકે બાંદી છે તો પણ તે નાથી એક દિવસ કામ લો અને એક દિવસ તમે પોતે કરો." સલ્માનુલ ફાર્સી કહે છે કે એક દિવસે હું ફાતેમાના મકાનમાં ગયો. તો ફાતેમા જઉં પીસવામાં મશગુલ હતાં અને હુસેન એક તરફ તડપી રહ્યાં હતા. સઇયદહના હાથ મુબારક ઉપર ચક્કીના દાંડાના ફેરવવાથી આબલા ચડી આવ્યા હતા. મેં અર્ઝ કીધી કે" મવલાતેના! ફિઝઝા ઘરમાં છે છતાં આ તકલીફ શા માટે?" ફાતેમા ઇરશાદ કરે છે કે "સલ્માન! રસુલુલ્લાહનું ફરમાન છે કે ગુલામો અને નોકરોથી હદ ઉપરાંત કામ ન લો. આજ કામ કરવાની મારી વારી છે. ફિઝઝાની નથી." મેં અરઝ કીધી "યા બિન્તે રસુલુલ્લાહ! હું પણ આપનો આઝાદ કરાએલો ગુલામ છું. ચક્કી પીસવાનું કામ મને આપો યા હુસેનને સાંભળવાની રઝા આપો" ફાતેમા ફરમાવે છે "સલ્માન! જઉં હવે થોડાંજ છે તે તમે પીસીલો હું હુસેનને સંભાળી લઉં છું."

સલ્માન કહે છે કે "ફરમાન મુજબ મેં ચક્કીને સહેજ સાજ ફેરવી ન ફેરવી કે મસજીદથી આઝાનનો આવાઝ આવ્યો.

હું સઇયદહની રજા લઇને વુઝુ વાસ્તે મસજીદ તરફ ગયો. નમાઝ પડયા પછી બનેલો બનાવ મસજીદમાંજ અલી આલાથી કહ્યો. અલી (અ.સ.) ના આંખ મુબારકમાં આંસુ આવી ગયા આપ તરતજ ઘરે પધારી ગયા અને થોડીવારમાં હંસતા પાછા પધાર્યા. રસુલે ખુદા ફરમાવે છે કે, ભાઇ કેમ પાછા હંસતા આવ્યા ? અલી અર્ઝ કરે છે કે હું ઘરે જઇને શું જોઉં છું કે ફાતેમાને નિંદ આવી ગઇ છે. હુસેન આપના આગોશમાં લેટેલા છે અને ચક્કી ખુદ-બ-ખુદ ગેબથી ચાલી રહી છે.

રસુલે ખુદા ઇરશાદ ફરમાવે છે કે "અય ભાઈ ! કેટલાક ફરિશ્તા એવાં છે કે જે ધર્તિમાં ઘુમે છે અને આલેમોહમ્મદની સેવા બજાવે છે."

એવીજ રીતે હસન અને હુસેન (અ. સ.) નો ઝુલો ઝુલવાની બાબતમાં રિવાયત આવેલી છે કે ફાતેમા આરામમાં હોય અને ઝુલો હસનૈનનો ગેબથી કોઈ ઝુલાવતું હોય. અય વાહ નસીબ એ ચકકીના અને ઝુલાના કે જેને ફાતેમા ફેરવે અને ઝુલાવે. આરામમાં હોય તો ફરિશ્તા ફેરવે અને ઝુલાવે અને કોઇ હુર મીઠા હલકથી હાલરડું ગાય કે:

**હસનૈન કે કદમૈનપે દો ઐન તસદ્દુક,**

**દો ઐન તો કયા ચીઝ હૈ કૌનૈન તસદ્દુક.**

હઝરત અબુઝરીલ ગફફારી (ર) કહે છે કે રસુલે ખુદા (સ.અ.) એ ફરમાવ્યું કે, એક દિવસે ઇસરાફીલ જીબ્રઇલપર ઇતરાઇને કહેવા લાગ્યા કે, "હું તમારાથી અફઝલ છું" જીબ્રઇલ પૂછે છે કે, "એ કેવી રીતે ?" ઇસરાફીલ કહે છે, "હું સુર ફુંકું છું. અર્શ ઉપાડું છું. ખુદાથી નઝદીક છું." જીબ્રઇલ જવાબ દે છે કે "પણ હું તો વહી લઇ જાઉં છું. નબીયો તરફ પેગામ પોંહચાઉં છું. ગ્રહણ કરાઉં છું. ઉમ્મતોપર બરબાદી ઉતારૂં છું." આમ એ બે ફરિશ્તામાં તકરાર જાગી તેનો મુકદ્દમો ફેસલા માટે ખુદાતઆલાના નઝદીક પેશ થયો. ખુદાથી ફરમાન થયું કે "તમે બન્ને ચુપ થઈ જાવ. મેં તમારા

એવે કરતાં અફઝલ મખલુકને પેદા કરેલી છે." અર્ઝ થઇ કે 'બારિલ બરાયા ! એ કોન છે? અમે તો નુરથી પેદા થયા છે, અમારાથી વધીને વળી કોણ હોઇ શકે ?" રબ્બુલ ઇઝઝતે જવાબ દીધો કે "જુઓ અર્શ પર શું કોતરેલું છે." જોયુ તો વંચાયું કે "નથી કોઈ ઈલાહ પણ તેજ અલ્લાહ છે. મોહમ્મદ, અલી, ફાતેમા, હસન અને હુસેન ખુદાની મખલુકમાં બહેતરીન છે." જીબ્રઇલએ અર્ઝ કીધી "અય પરવરદિગાર આ પાક નામોના વાસ્તાથી અને હુરમતથી તને અર્ઝ કરૂં છું કે તું મને એ પાક ઝાતોનોજ સેવક બનાવ" હુકમ થયો કે, "હાં તમે તેમણી સેવા ચાકરી કરો." તે દિવસથી જીબ્રઇલ મોહમ્મદ અને આલે મોહમ્મદ (સ.અ.) ના ખાદિમ છે. એટલુંજ નહી પણ તેમણા સાચા મોહીબના (દોઆતુલ ઇત્લાકના) મદદગાર છે.

## ૧૧. ઈબાદત અને રિઆયત

માદરે હસનૈન, જીગર જાને રસુલે સકલૈનની ઘરની જીંદગી જેટલી અનુપમ, આદર્શ અને આમ જનતા માટે રેહનુમા હતી તેટલીજ આપની મઝહબી જીંદગી પણ અઝમતવંતી હતી. કુરઆને શરીફ અને રસુલેખુદાની અહાદીસના આપ રાવી હતા. હમેંશા લોકોને ખાસ કરીને અરબ અને અજમની ઔરોને નેકીનો હુકમ કરતા અને બદીથી રોકતા પંચગાના ઇબાદતે ઇલાહીમાં વોહ શાન બતાવતા કે મલાએકતને હેરત થતી. આપે બઝાહિર આપની જાન વાસ્તે પણ દર હકીકત આપના ગુલામો અને શીઆઓ માટે કંઇક દોઆઓ બનાવી છે. જેમાં સઉથી મશહુર દોઆ દોઆએ નૂર છે. જેની ખાસીયત એવી છે કે કોઇને તાવ આવતો હોય અને દીનપર યકીન રાખતો હોય તો દોઆએ નૂરને લખી તેને ધોઇને પી જાય યા પઢીને ફુંક મારે તો એ દોઆની બરકત અને ફાતેમાની હુરમતથી તાવ નાબુદ થઇ જાય. ઘણીખરી નાની સીપારીઓમાં એ દોઆ મોજુદ છે.

પહેલા પહેલ એ દોઆ ફાતેમતિલ ઃબતુલે સલ્માનુલ ફાર્સીને શીખાવી હતી.

ફાતેમા ઝહેરા (સ.અ.) ની બીજી મહાન યાદગાર તસ્બીહે ફાતેમા છે. ઇતિહાસમાં આવ્યું છે કે, ફાતેમતુઝઝહેરાએ ઘરના કામકાજ માટે રસુલે ખુદાથી એક લોંડી તલબ કીધી ત્યારે આપે ઇરશાદ ફરમાવ્યું કે "ઃબેટી! તમને હું એવી ચીઝ બતાઉં કે જે દીનદુન્યામાં તમારા શીઆઓના માટે એક કીમતી બક્ષિશ થઇ પડે?" ફાતેમાએ અર્ઝ કીધી કે "અય બાવાજી સાહેબ! ઝુરૂર બતાવિએ" રસુલુલ્લાહ (સ.અ.) ફરમાવે છે કે "દરરોજ નમાઝના બાદ તેત્રીસવાર **અલ્લાહો અકબર** તેત્રીસવાર **અલ-હમ્દોલિલ્લાહ** તેત્રીસવાર **સુબ્હાનલ્લાહ** અને એકવાર **લાઇલાહા ઇલલ્લાહ** કહો આ તસ્બીહને કોઇ લાઝીમ નહીં રહે પણ આપના શીઆજ." ફાતેમાએ એ તસ્બીહ લોંડીના બદલે ઇખ્તેયાર કરી લીધી અને આપે એહસાન ફરમાવીને પોતાના શીઆઓને બતાવી. અજબ એ તસ્બીહે ફાતેમાની શાન છે. જે કોઇ તેને હર નમાઝના બાદ પઢે છે તે પોતાના ગુનાહ બક્ષાવવા સાથે ફાતેમાની શફાઅતનો ભાગીદાર બને છે.

ફાતેમા ઝહેરા [અ.સ.] ની ત્રીજી મહાન યાદગાર "મુસ્હફે ફાતેમા" અર્થાત ફાતેમી કિતાબ છે. જેમાં સઇયદહ માસુમાએ અસરારે લદુન્નીને જમા કીધા છે. આપની દોઆઓ અને અખ્યાતો એ પાકીઝા કિતાબમાં મોજુદ છે. જેમ બીજા કેટલાક અસરારના ભારી કીતાબો અઇમ્મત તાહેરીનના ખઝાનામાં મેહફુઝ છે તેમજ આ ફાતેમી કિતાબ પણ રક્ષાએલાં છે. ફાતેમાના ઇલ્મો ઇરફાન ઉપર તે અજોડ દલીલ છે. પૈદાઇશના પહેલા દિવસથી જે ઝવાત કુદસીયહને ખુદાતઆલાએ જહેલ અને નાપાકીથી અલગ કરેલી હોય તે ઝવાતોની ફાતેમા તો મા છે. મદીનતુલ ઇલ્મની અલ્લામા શાહઝાદી છે. ઇલ્મના મહાદ્વાર અલીની ફાઝેલા દુલ્હન છે. મારફેતના ખાણ અઇમ્મત તાહેરીનની કામેલા માતા છે. રસુલુલ્લાહ ફરમાવતા કે "ઇલ્મનો હું મીઝાન ( તોલવાનો

કાંટો ) છું, અલી તેના પલ્લા છે, ફાતેમા દાંડી છે અને હસન હુસેન પલ્લાની સાંકળીઓ છે, આ મહાન મીઝાનમાં દોસ્ત અને દુશમનને હકના સાહેબો તોલી લેશે" અમીરૂલ મુમીનીન અલી [ અ. સ. ] ફરમાવતા કે" ઇલ્મ નૂર છે" ત્યારે ફાતેમા કે જે નુરથી પેદા થયા જે મુર્તિમંત નૂર છે તે "નૂરૂન અલા નૂર" કેમ ન કહેવાય ?

મોલાના સલ્માન એક દિવસે અમ્માર બિન યાસિરને કહે છે "હું તમને એક અદભૂત વાત કહું !" અમ્માર કહે છે કે "જરૂર" સલ્માન રિવાયત કરે છે કે એક દિવસે અમીરૂલ મુમીનીનને ફાતેમા ફરમાવે છે કે "આવો હું આપને બની અને બનશે તે બાબતો બતાવું." એ સાંભળીને અલીએઆલા રસુલેખુદા ( સ.અ. ) ની ખિદમતમાં તશરીફ લાવ્યા. રસુલેમકબુલ ફરમાવે છે "અય ભાઇ આવો." જ્યારે આપ આપના પાસે બેસી ગયા તો નબી સાહેબ ઇરશાદ કરે છે કે "કેમ હું કાંઇ કહું યા આપ કહો છો ?" અલીમુર્તઝા અર્ઝ કરે છે "સાહેબ આપનું ફરમાવવુંજ ઉત્તમ છે." નબી સાહેબ ફરમાવે છે કે "હમણા તમે ફાતેમા પાસે ગયા હતા ત્યાં ફાતેમાએ આમ આમ કહ્યું અને તમે અહિં આવી ગયા." અલી ( અ.સ. ) અર્ઝ કરે છે "ખરેખર ફાતેમા નુરના સાહેબા છે." દરબારે નુબુવતમાંથી ત્યાર બાદ અલી ફાતેમાના મકાનમાં પધારા સલ્માન પણ સાથેજ છે. ફાતેમાએ અલીની બલા લઇને અર્ઝ કીધી કે "અય અબુલ હસન. હમણા તમે મારા બાવાજી સાહેબની હઝરતમાં વિરાજીત થયા ત્યાં મારા વિષે આમ આમ વાત થઇ ખરૂને ?" અલી ફરમાવે છે "અય સિદ્દીકા ! સાચું છે આપના ઇલ્મનો મકામ ઘણો બુલંદ છે." ફાતેમા અર્ઝ કરે છે "યા મુર્તઝા ! મેઅરાજની રાત્રે જે નુરાની તુફફાહ નબી સાહેબને જન્નતમાં અતા થયા તેના નતીજાથી હું પેદા થઇ છું. હું નુર છું. જે કાંઈ થયું અને હવે થશે તે મારી સમજના અધીકારમાં છે. અય અબુલ હસન ! મુમીન નુરે ખુદાથી જોય છે."

અલ્લાહો અકબર ! જે સય્યદહ માસુમાહના ઇલ્મો ઇર-ફાનનો આ મકામ હોય તો તેની ઇબાદત અને રિયાઝતનુ શું પૂછવું ? જ્યારે પણ આપ મુસલ્લાપર બંદગી વાસ્તે ઉભા થતાં તો મલાએકત હોંસથી નઝર કરી ફરમાવતા કે ધર્તિપર આ સિતારો શાનો ઉગ્યો છે ! ખુદા કહે છે, અય ફરિસ્તાઓ જુઓ આ ફાતેમા ઝહેરા છે. મારી ઇબાદતમાં લીન છે. હું તમને શાક્ષિ રાખીને કહું છું કે ફાતેમાના શીઆને દોઝખથી અમાન મળશે.

ઇમામ હસન (અ.સ.) ફરમાવે છે કે "અમારી માદરે મોહતરમ હમેશા મુમીનીન અને મુમીનાતના હકમાં નમાઝમાં દોઆ ફરમાવતા અને અમને પણ કહેતા કે બેટા ઘરના પાડોશીની ફીકર રાખો. મુમીનીન આપણા પાડોશી છે તેના હકમાં દોઆ કરો." આકા હુસેન (અ. સ.) ફરમાવે છે કે જેમ નબી સાહેબના કદમૈન શરીફૈન ઉપર ઘણી ઇબાદતના સબબ વરમ આવી જતા તેમ ફાતેમા વાસ્તે પણ થતું. આપ બંદગીમાં પોતાની કાયાની જરાય ફીકર નહોતા ફરમાવતા. ખરેખર જે પારસા એક હઝાર રાત્રીઓ કરતા અફઝલ રાત્ર (લયલતુલ કદ્ર) ની મમસુલાહ હોય, જે રાત્રીની ઇબાદતમાં સીત્તેર હઝાર ગણુ સવાબ હોય તેની ઇબાદત અને રિયાઝતને લખવા માટે કલમ અપુરી છે.

એમ કહેવાય છે કે "**ઈન્ના જહન્નમા લ મવએદોહુમ અજમઈન, લહા સબઅતો અબવાબિન મિન્હુમ જુઝઉમ મકસુમ** ( ખરેખર જહન્નમ તેમણુ ઠરાવેલું ઠેકાણુ છે જેના સાત દરવાજા છે અને દરેક દરવાજાથી આવનારાઓ નક્કી છે ) આ આયત નાઝિલ થઈ ત્યારે નબી સાહેબ રહેમતુન લિલ આલેમીન ( સ.અ. ) ની આંખ મુબારકમાં આંસુ આવી ગયા. ફાતેમા ઝહેરાને જ્યારે આ વાતની ખબર પડી તો ફરમાવ્યું "ખરેખર તે ગુનાહગારો ઉપર અફસોસ છે કે, જે આ આય-તના મકસુદ છે." આટલું ફરમાવતા ખુદાતઆલાના ખૌફથી

આપના આંખ મુબારકથી પણ આંસુ સરી પડયા. અજબ એ સર્વે રેહમતના લોકો હતા કે જે પતિતોનું દુ:ખ જોઇને દુ:ખી થતાં. આજ 'કાલ અનાચાર અને પાપનો કોઇ પાર રહ્યો નથી. ખુદાતઆલા આપણે સર્વેને નેક તૌફીક આપે અને આપણા આચાર વિચારથી આલે-મુહમ્મદને દુ:ખી નહી પણ સુખી કરે.

બતુલોઅઝરા, જબરદસ્ત મોહદ્દેસા અને ફકીહા હતા. શહરૂલ્લાહના રોઝાની બાબતમાં આપની તાકીદ મશહુર છે કે "ખાવા પીવાનો પરહેઝ એજ કેવળ રોઝા નથી બલ્કે શેહવતથી બૈરો સાથે સંભોગ, ઝબાનથી બકવાસ અને હાથપગથી બુરા કામો, બુરી નઝર, બદ સાંભળવું અને સુંઘવું એ દરેકથી સંપૂર્ણ પરહેઝ એજ સાચા રોઝા છે."

## ૧૨. મહાન પડદાદાર બાનુ.

સઇયદહ ફાતેમા (અ.સ.) ના હિજાબ (પડદા) નું શું પૂછવું? આપ વોહ પાંચ ઝાતમાંથી એક ઝાત છે કે, જે ખાલિક અને મખલુકના દરમિયાન હિજાબ છે. જેનું જાહેરી જીસમ તેના અંદર છુપેલા લતીફ રૂહાની હયકલનું હિજાબ છે. જેની પૈદાઇશ, ઝીંદગી અને મોત અસરારે આલીયહની હિજાબ છે. ઇસ્મત અને તહારતના પડદા જેની હલચલ ઉપર છવાએલાં છે. કોની મકદુર કે ફાતેમાને જોઇ શકે? જે નબીસાહેબે પોતાની ઉમ્મતમાં દરેક સ્ત્રીઓ ઉપર પડદો ફરજીયાત કર્યો તેની દુખ્તર નેક અખતરના પડદાનું શું વર્ણન? જેની અદબના ખાતિર આફતાબ થોભી જાય.

એક દિવસે વહેલી સવારમાં નમાઝ અદા ફરમાવીને હિજાબે અકબરની નૌશાની, નબીની નીશાની આગાસીપર એવી જગ્યાએ કુર્આનની તિલાવત માટે બેઠેલાં હતાં કે કોઇ આપને જોઇ ન શકે. પણ આકાશનુ નીળવર્ણી ગુંબંદતો ઉપર હતું. ફાતેમાએ ચાદર ઓઢી લીધેલી હતી. ઇત્તેફાકથી એનો છેડો સરેઅતહરથી

સરકી ગયો. ફાતેમા તિલાવતમાં મશ્ગુલ છે. સુરજના ઉકાસને, વક્ત થઇ ગયો તોય સુરજ ન નિકળો. લોકોમાં હલચલ મચી ગઇ. નબી સાહેબને અર્ઝ કરવામાં આવી. આપ સોંચમાં છે એટલામાં જીબ્રઇલ આવ્યા અને પયગામ સંભળાવ્યો "અય-હબીબે ખુદા ફાતેમાના સરેઅતરહથી ચાદરનો છેડો સરકી ગયો છે; તેથી અદબના ખાતિર સુરજ થોભી ગયા છે." નબીસાહેબે ફાતેમાને બુલાવી લીધા ત્યારેજ સુરજના કિરણથી ધર્તી ન્હાઇ ગઇ. અય વાહ ઇન્કેલાબ કે જેની અદબ માટે સુરજ થોભે તેનીજ લાડલીને કરબલાથી ઉંટની નંગી પીઠપર ચાદર વિના દુશ્મનો લઈ જાય અને ફલક જોયા કરે!!

એકદિવસે એક આંધળો દરબારે નુબુવતમાં દાખિલ થયો. ફાતેમા ઝહેરા તેથી ઝડપભેર પડદામાં થઇ ગયા. તે આંધળાના ગયા બાદ રસુલેખુદા પોતાની શાહઝાદીને પૂછે છે: "તમે કેમ પડદામા ગયા; એ તો આંધળો હતો. તમને થોડોજ જોઇ શક-વાનો હતો?" ફાતેમા અર્ઝ કરે છે. કે "બાવાજી સાહેબ! એ મને ન્હોતો જોઇ શકતો પણ હું તો તેને જોઇ શક્તી હતી! અને મારી ખુશ્બુ તો તેના નાકમાં જઈ શકતી હતી" રસુલે ખુદા ફરમાવે છે "બેશક ફાતેમા મારા કલેજાના તુકડા છે."

બીજી જગ્યાએ આવ્યું છે કે રસુલુલ્લાહ ( સ. અ. )એ પોતા-ના અસહાબને ફરમાવ્યું કે "સ્ત્રી શી ચીઝ છે?" "સર્વેએ અર્ઝ કીધી "પડદો." આપે ફરી પુછયું "સ્ત્રી ખુદાથી નજદીક કયારે હોય છે?" સર્વ ચુપ થઇ ગયા અલી આલા અર્ઝ કરે છે "હું ફાતેમાને પુછીને જવાબ દઇશ" અલીને ફાતેમા કહે છે. "બૈરો ઘરના કોણામાં બેઠીલી હોય ત્યારે ખુદાથી નઝદીક છે."

એક દિવસે રસુલે ખુદાએ બેટીને પુછયું "બૈરો માટે કઇ ચીઝ બહતર છે?" સઇયદહ અર્ઝ કરે છે "સાહેબ તેના માટે સરસ એ છે કે ન કોઇ તેને જોય ન તે કોઇને જોય."

ફાતેમા ઝહેરા ઘણા કમ ઘરથી બહાર પધારતા. કદી કદી આપ ઓહદના શહીદોની ઝિયારત વાસ્તે તશરીફ લઇ જતા તો

પડદાનો ઘણો ભારી ઈન્તેઝામ કરવામાં આવતો. ઇતિહાસમાં આવ્યું છે કે, મદીનાના એક અરબી શખ્સે પોતાની પત્નીને બહારગામ જતાં તાકીદ કરેલી હતી કે, "મારા આવ્યાં સુધી ઘરથી બહાર ન નિકળવું. કોઇ સગાવહાલાને મળવા ન જવું." ઇત્તેફાકથી એ બાઇના પિતા બીમાર થયા, તેણે કહેરાવ્યું "બેટી !" મારૂ આખરી મુંહ જોવું હોયતો મળી જજે" બાઇને બહુ વિચાર થઇ પડયો. એક તરફ પતિની તાકીદ અને બીજી તરફ પિતાની છેલ્લી ઘડી છેવટે તેણીએ નબી સાહેબ( સ.અ ) ની ખિદમતમાં આ પેંચનો ફેસલો પુછાવ્યો. ખત્મુલ મુરસેલીન ઇરશાદ કરે છે કે, ગમેતેમ થાય તો પણ પતિના હુકમ મુજબ જ વર્તવું જોઇએ એમાંજ પતિ માટે સવાબ છે. પેલો બાપ દિકરીને જોયા વિનાજ મરી ગયો અને અહિં દિકરી સોગમાં બેઠી. ફાતેમા ઝેહરા [ અ. સ. ] તેના પુરસા વાસ્તે તશરીફ લઇ ગયા અને વધામણી આપી કે "તેં તારા પતિની વાત નિભાવી અને પિતાના હકમાં જે દોઆ કીધી તેના અસરથી તારા પિતાને જન્નતમાં દરજાત હાસિલ થયા."

અમારી કોમની મા, દીકરીયો આ વાંચે અને ઇબ્રત હાસિલ કરે. જો તેમણે ખરેખરજ દુન્યામાં પોતાની ઉપર ફાતેમાની નઝરાત અને આખેરતમાં ફાતેમાનું અંગણ જોઇતું હોય તો ફાતેમાની સીરત ઇખ્તેયાર કરે. અફસોસ સદઅફસોસ કે આજકાલ ઔરોના એક મોટા ભાગને પોતાના ચહેરાઓ બે નિકાબ કરી દેવાની લાલચ થઈ છે. છીછરા પોષાક અને જાહેર જગ્યાઓમાં દેખાવ સામાન્ય થયું છે. મા પોતાની દીકરીને બનાવી ઠણાવી સાથે લઈ ભટકે તો આઇન્દા જે નસલ કોમની પેદા થાય તેની પાકીઝગી અને શરાફતો નજાબતનો શું ભરોસો ? મર્દો પોતાની ઘરની ઔરો ઉપર આવી બાબતોમાં અંકુશ ન રાખવામાં પોતાની સમજને ઘણી બરાબર ધારતા હોય તો તેઓ સમજી લે કે, દુન્યામાં જે કોમો પોતાની હકીકત ભુલીને વર્તે છે તેની ઉપર ઘણા જલ્દી

બરબાદીના વાદળા ઘેરાય છે. પડદો મૂકવામાં, એશના મકામોની સયર કરવામાં, તનના સર્વ ભાગો અછરતા દેખાય એવો છીછરો પોષાક પહેરવામાં, કોમની બહેનોએ પોતાની હકીકતને વિસારી છે. કોમના ભાઇઓએ તેમાં ઉત્તેજન આપીને પોતાની ફર્ઝ હલકી કરી લીધી છે. આ બધી બુરાઇઓના પરીણામ કોમ ભોગવી રહી છે. અહીં સુધી કે, કોમની સ્ત્રિયોની બેપર્દગી નિભાવવાને પ્રસંગ પડે મર્દો હકથી ઝગડવાને તૈયાર થયા છે. અમીરૂલમુમીનીન અલી (અ. સ.) નું ફરમાન છે કે, "જે લોકો હકથી ઝગડવાને તૈયાર થાય છે તેમણે કદાપી જીંદગીમાં ચેન નસીબ નથી થતું." પસ, ખુદા અને ખુદાના ખાસાઓની શફાઅત હાસિલ કરવાની તદબીર કરો. ફાતેમાનો ગુસ્સો કોઇપણ મર્દ કે ઔરો પોતાના ઉપર ન વ્હોરી લો. યાદ રાખો કે, નબી સાહેબે ફરમાવ્યું છે કે: "જે કોઇ ફાતેમાને મોહબ્બત કરશે તે મારા સાથે જન્નતમાં હશે અને જે તેને નારાઝ કરશે, કુઢાવશે તો તે જહન્નમમાં જલશે." આપે સલ્માનને ફરમાવ્યું છે. "અય સલ્માન! ફાતેમાની મોહબ્બત સો ઠેકાણે કામ લાગશે, જેમાંના સહેલા ઠેકાણા મોત, કબ્ર, મીઝાન, હશ્ર, સિરાત, અને હિસાબ છે. જે મારી દીકરી ફાતેમાને ખુશ કરશે તેનાથી હું ખુશ છું. ખુદા ખુશ છે. જેના ઉપર મારી લાડલીનો ગુસ્સો ઉતરશે તેના ઉપર હું ગુસ્સે થઇશ. ખુદા ગુસ્સે થશે."

શીઆ અને સુન્ની બેવે કુબુલ કરે છે કે, રસુલે ખુદા (સ. અ.) એ ફરમાવ્યું છે કે "ફાતેમા મારી જીગરગોશા છે. જે એને સતાવશે તે મનેજ સતાવે છે." આવા અનેક ફરમાનો અને દાખલાઓ મોજુદ છે કે, જેમાં ફાતેમાંની નારાઝી રસુલુલ્લાહની નારાઝી અને ખુદાની નારાઝી હોવાનું સાબિત થાય છે. હવે કોણ એવો મુમીન યા મુમેના એવી હશે કે જે પોતાના આચાર, વિચાર અને આહારથી ફાતેમાને નારાઝ કરે? ના. ફાતેમા તો જગતની મા છે. માના કદમ નીચે જન્નત

છે. હે ફાતેમાના શીઆઓ ! જગત્ માતાની સેવા કરો. જગત્ માતાને રીઝવો: એમાંજ તમારી અને તમારા ઔલાદની બહેતરી રહેલી છે.

## ૧૩. અનવારના પોષાક.

ભલા, જે ઘરના ધણીના તનપર થીંગલાના કપડા હોય, ઓઢવાને ફાટી તુટી ચાદર હોય તે ઘરની ધણીઆણીનો પોષાક કેવો હોય ? ફાતેમા હંમેશા સાદા કપડા ઝેબેતન ફરમાવતા. એક દિવસે સલ્માન ફાતેમાનો પોશાક જોઇને કહે છે " અફસોસ, દુન્યાના બાદશાહો અને તેમણા કુંવર કુંવરીઓ તો મખમલ અને રેશમના કપડાઓ પહેરે અને એવે દુન્યાના સરવરની દુખ્તર ફાતેમાનો લિબાસ આવો સાદો અને-ખડબચડો હોય !" ફાતેમાએ રસુલેખુદાની ખિદમતમાં સલ્માનના કલામ પોંહચાવ્યા અને અર્ઝ કીધી " ખુદા શાહિદ છે કે અમારા ઘરમાં પાંચ વરસથી કોઈ નવું કપડું નથી આવ્યું."

આહ ! આજકાલ અમારા ઘરો જાણે કપડાની દુકાનો થઇ ગયાં છે. સંગ્રહવા કરતાં વાપરવામાંજ અમારા ધનનો વ્યય થઇ રહ્યો છે અને તે સાથ અજબ જેવું તો એ છે કે અમે જમાનાની શિકાયત કરીએ છીએ. અય ઇમાનવાલાઓ ! ખાવો, પહેરો પણ ફુઝુલી ન કરો. યાદ રાખો કે ખુદા ફુઝુલી કરનારને હરગિઝ મોહબ્બત નથી કરતો.

એક દિવસે રસુલુલ્લાહ ( સ. અ. )એ જોયું કે, ફાતેમા ઘાંસીયાની ચાદર ઓઢીને એક હાથથી ચક્કી ચલાવે છે અને બીજા હાથથી હુસેનને દુધ માટે ખોળામાં સંભાળે છે. રસુલે મકબુલ આંસુભરી આંખે ઇરશાદ કરે છે ! " ફાતેમા ! દુન્યાની કડવાસ આખેરતની મીઠાશ સામે ચંદરોઝની છે." ફાતેમા જવાબ દે છે " અય અલ્લાહના હબીબ ! ખુદાનો તેની બક્ષેલી નેઅમતો ઉપર હઝાર હઝાર શુક્ર છે." ફાતેમા શુક્ર કરે અને અર્શેઆઝમ ન હલે એ કેમ બને ? **વલે સૌફા યોઅતીક**

રદ્રહ્બોકા ફતર્દા ( તમે ખુશ થાવ એવી અતા પરવર દિગાર અતા કરશે )ની આયતપાક વાતાવરણમાં ગુંજી ગઈ.

દુન્યામાં આપણે આપણા નઝરના સામે જોઇએ છે કે, જે લોહચમક પાસે લોહ પડું રહે છે તેમાં પણ ચમકની શક્તિ થોડી થોડી આવી જાય છે. એક અચેતન વસ્તુમાં આમ બને છે તો ફાતેમાનો લિબાસ જે સદાસર્વદા આપના નુરાની જીસ્મે અતહરપર રહે તેમા નૂર કેમ ન આવી જાય ? રિવાયતમાં છે કે, કોઈ કારણવત્ અમીરૂલ મુમીનીન ( અ. સ. ) ને કર્ઝ લેવું પડયું–કર્ઝ લેવાને–રહેનમાં મૂકવા માટે ફાતેમા ઝહેરા ( અ. સ. ) એ પોતાની ચાદર આપી. ઝેદ નામના યહુદીએ એ ચાદર લઇને કર્ઝ આપ્યું અને એ ચાદર સંભાળવા માટે પોતાના ઘરે મોકલાવી દીધી. રાત્ર પડી અને યહુદી ઘરે આવ્યો દરવાજામાંથી જ તેની નાકમાં બહિસ્તના ફળફુલની ખુશ્બો આવવા લાગી. આગળ વધતા તે જોય છે કે ઓરડામાં નૂરજ નૂર ફેલી ગયું છે. યહુદી અજબ થઇને પોતાની ઔરતને પૂછે છે " આ ખુશબુ અને અજવાળું શાનું છે ? " ઔરત કહે છે કે " તમોએ મોકલાવેલી ચાદરમાંથી આ નૂર જાહેર થઈ રહ્યું છે અને ખુશબુના મ્હેકાતનો કોઇ પાર નથી. યહુદીના આંખમાં આંસુ આવી ગયા તે કહે છે " વલ્લાહ મુહમ્મદ, અલી, ફાતેમા, હસન અને હુસેન ખુદાના હિજાબ છે. " દિલના સાચા ઇકરારથી તે અને તેના આખા કુટુંબે ઇસ્લામ કુબુલ ફરમાવ્યું. આ છે ફાતેમાના રિદાની બરકત.

એક દિવસે કુરેશની મોટી મોટી ઘરાણાદાર બાનુઓ તરફથી રસુલેખુદા ( સ. અ. )ની ખિદમતમાં અર્ઝ કરવામાં આવી કે: " આજ ફલાના ઘરમાં શાદીની ધામધુમ છે એ પ્રસંગે ફાતેમા તશરીફ લાવે તો શાદીની શાન વધી જાય. રસુલેખુદાએ ફરમાવ્યું " ફાતેમાના જવા આવવાનો ઇખ્તેયાર અલી ( અ. સ. )ના હાથમાં છે. ત્યાં અર્ઝ કરો. " અમીરૂલ મુમીનીનને અર્ઝ કરવામાં આવી તો આપે ઇઝન કુબુલ ફરમાવ્યું. કુરૈશની સ્ત્રીઓ સમજતી હતી કે, અલીના ઘરમાં શું છે કે

ફાતેમા પહેરશે? ઘણી ખરી મનમાં મલકાવા લાગી કે આજ દુન્યાદારોના મજમામાં ફાતેમા જેવી દીનદાર સઇયદહની જરૂર ઓછી વાતો થવાનીજ. પણ કુદરત કે જે પોતાના અવલીયાની શાન સાચવવાને અઝલથી બંધાએલી છે તે મખદુમએ આલમની ઓછી વાત કેમ થવા દે! શાદીના મજમામાં ફાતેમા પધારા તો ભલભલી અમીરઝાદીઓએ દાંતમાં આંગળી કરડી લીધી. કેમ :? ફાતેમા નુરનુરની અંબાર-જન્નતના પોષાકમાં સુસજ્જ થઈ, બહિશ્તના આભુષણો સજી, પોતાના અણુઅણુથી નૂર વેરતી તશરીફ લાવી. તમામ સ્ત્રીઓ દોડતી આવી અને આપના કદમૈન ઉપર ઝુકી ગઇ. કોઈ ફાતેમાના કદમ ચુમે છે, કોઇ હાથ ચુમે છે, કોઇ પોષાકના છેડા ચુમે છે, કોઇ હયરતથી ઝેવરાતને હાથ લગાડી ચુમે છે. મિસરમાં તો યુસુફને જોઇને અઝીઝે મિસરની ઠકરાણીઓએ હાથ છોળી લીધાં હતાં પણ અહિં તો યુસુફના આકા અને મૌલા રસુલની શાહઝાદીને જોઇને કુરેશની કુંવરીઓએ સજદા કરી દીધા. ખરેજ ફાતેમાની શાનમાં અકલ હયરાન છે.

## ૧૪ માએદત ઉતર્યા.

ઝહેરા (અ. સ.) વોહ ખાતુન છે કે, જેની ઉપર કેવળ જન્નતથી પોષાકજ નથી આવ્યાં, પણ જમણના તબક સુદ્ધાં આવ્યાં છે. ફલફુલનો તો હિસાબજ શો? ખુદાતઆલાએ ઝકરીયા અને મરયમ વાસ્તે માએદત ઉતાર્યા છે, અને આ ફાતેમા તો શાન અને આનબાનમાં મરયમથી બઢીને છે. ખુદાએ મરયમને ઇસા જેવા એક મસીહ ફરઝંદ બક્ષા પણ ફાતેમાને તો હસનહુસેન બે અતા કીધાં. જે બેવે પોતાના શીઆઓ વાસ્તેજ નહી બલ્કે તમામ મખલુક વાસ્તે મસીહા છે. પોતાના જીવન હદ તકજ નહી બલ્કે કિયામત તક. કેમકે આજ પણ કરબલાની ખાક-તુરબતે હુસેન-માં મસીહાઇ અસર બાકી છે અને તાઅબદ બાકી રહેશે.

એક દીવસે અમીરૂલમુમીનીન અલી ( અ. સ. ) એક દીનાર લઇને બજારમાં ખુરાકી ખરીદવાને તશરીફ લઈ ગયા. રસ્તામાં આપને મિકદાદથી ભેટો થયો. આપ ફરમાવે છે 'કેમ મિકદાદ, આજે આ વખતે સખ્ત તડકામાં કયાં નિકળ્યા છો ? " મિકદાદ શરમાતા હોય એવી અદાથી અર્ઝ કરવા લાગ્યા કંઇ નહી, અમજતો જરા નિકળ્યો છુ અલીઆલા ફરમાવે છે " મિકદાદ અમજતા કેમ. તમને શું થયું છે કહો. અમારાથી છુપાવવાની જરૂર નથી. ?" મિકદાદ અર્ઝ કરે છે " આકા ! શું કહું ઘરથી નિકળ્યો છું, બાલ બચ્ચાં ભુકા છે. કંઇક જોગવાઇ થાય તો જોઉં. અમીરૂલ મુમીનીન ( અ. સ. ) ની આંખ મુબારકમાં આ સાંભળીને આંસુ આવી ગયા આપે તેના હાથમાં પોતાની પાસેનો દીનાર મૂકીને ફરમાવ્યુ" મિકદાદ લો હાલ તરતનું તો નિભાવો હું પણ ઘરથી એવાજ કામ માટે નિકળેલો હતો પણ મારી જુરૂરત ઉપર તમારી જરૂરતને હું પહેલી કરૂં છું. " જાવ ખુરાકી ખરીદો અને બાલબચ્ચાની ફિકર લો. આપે એટલું ફરમાવી દીનાર આપી દઇ મસજીદમાં પધારા નમાઝના બાદ રસુલે ખુદા અલી મૂર્તઝાને ઇરશાદ કરે છે. " ભાઇ ! આજ અમારો ઇરાદો તમારા ત્રેર જમવાનો છે. અલી અર્ઝ કરે છે હું આપ પર ફિદા થાઉં પધારો. નબી અને વસી બન્ને ખાનએ વસાયતમાં દાખલ થયા. જોય છે કે ફાતેમા મુસલ્લાપર ઇબાદતમાં છે અને આપના પાછળ એક તબક જમનનું ભરેલું મોજુદ છે જેમાંથી બાફ નિકળી રહી છે.

ફાતેમાએ નમાઝથી ફારિગ થઈ હબીબે ખુદાની કદમ બોસી કીધી અને પેલું થાલ મૂકયું. રહેમતે આલમ, નબી મોહમ્મદ ( અ. સ.) ફરમાવે છે " ભાઇ અલી તમોએ મિક-દાદને જે એક દીનાર અતા કીધો તેના સીલામાં આ થાળ જન્નતથી આવ્યું છે. ફાતેમાની બંદગીનો એ બદલો છે.

એક દીવસની વાત. રસૂલે ખુદા ( અ. સ.) શાહઝાદીના

ઘરમાં પધારી ફરમાવે છે "ઝેહરા ! આજ તમારા બાવાજી તમારા મહેમાન છે." ફાતેમા આ સાંભળીને ચુપ થઇ ગયા. એટલામાં અલીયુલ મૂર્તઝા, હસન અને હુસેન પણ આવી ગયા રસૂલુલ્લાહએ સર્વેને પોતાના પાસે બેસાડી ફરમાવ્યું બોલો તમને આજે જન્નતનો કયો મેવો મંગાવી આપું ? સર્વે ચુપ છે. નબીસાહેબની નઝર આસમાનની તરફ છે. હુસેન ઉઠા અને નાનાસાહેબની ગોદમાં આવીને અર્ઝ કરે છે "નાનાજીસાહેબ ! અમને તાઝી ખજુરી મંગાવી આપીએ." રસૂલે ખુદા હુસેનને પ્યાર કરી ફરમાવે છે. ઘણુંજ બહેતર બેટા, ખુદા તમારા ઇરાદાને પહેલેથીજ જાણે છે તે બાદ આપે ફાતેમાને ફરમાવ્યું. જાવ અંદરના કમરામાં જે હાઝિર હોય તે લઇ આવો. ફાતેમા હુકમ મુજબ ગયા અને હયરત વચ્ચે જોય છે કે એક સુંદર બિલ્લોરી રિકાબીમાં તાઝા ખજુર મૂકેલા છે. આપે તે લાવીને નબીસાહેબની ખિદમતમાં અર્ઝ કીધા. નબી પૂછે છે "ફાતેમા ! આ કયાંથી આવ્યા" ખાતુને જન્નત ફખરેમરયમ જેમ ઝકરીયાએ મરયમને પૂછયુ અને મરયમે જવાબ દીધો તેજ શબ્દોમાં ફરમાવે છે આ ખુદાની તરફથી છે. ખરેજ ખુદા જેને ચાહે છે તેને અખુટ રોઝી અતા ફરમાવે છે."

રસુલેખુદાએ એ ખજુરમાંથી એક ખજુર લઇને હુસેન [ અ. સ. ] ના મુંહમુબારકમાં મુકી ફરમાવ્યું "હુસેન તમને આ ગમી જાય, ભાવી જાય." એવીજ રીતે હસન, ફાતેમા અને અલી વાસ્તે ફરમાવ્યું પણ અલીયુલ મુર્તઝાને બે વાર ફરમાવી બે ખજુર આપી આથી ફાતેમા અર્ઝ કરે છે "બાવાજી સાહેબ મને આપના આ કામમાં અચરજ થાય છે." રસુલુલ્લાહ ઇરશાદ ફરમાવે છે "બેટી ! વાત એ છે કે જ્યારે મેં હુસેન અને હસનને ખજુરી આપી ત્યારે મલાએકતએ ગમી જાવ ભાવી જાવ કહીને તંદુરસ્તી ચાહી. આપના માટે હુરો એ તંદુરસ્તી ચાહી અને અલી વાસ્તે ખુદખુદાતઆલાએ ગમી જાવ, ભાવી

જાવ ફરમાવ્યું. હકતઆલાનો એ મુબારક આવાઝ ફરીથી સાંભાળવાના શૌકમાં મેં અલીને બે વાર ખજુરી આપી બે વાર હનીઅન મરીઅન લકા યા અલી ( ગમી જાવ ભાવી તમને અય અલી ) કહ્યું–અને મારો શૌક પુરો થયો. "

એક પ્રસંગે નબીસાહેબની તરફ જન્નતથી એક તરબુજ હદીયામાં આવ્યું. આપે તેમા પાંચ ભાગ કરી ફાતેમા, અલી, હસન અને હુસેનને આપી એક ભાગ પોતે તનાવુલ ફરમાવ્યો. ઉમ્મે સલ્માહ હાજર હતા અર્ઝ કરે છે " અય આકા ! હું પણ આપની ઔજા છું. મને કેમ મ્હરૂમ રાખીએ છે ? " નબીસાહેબ ફરમાવે છે. " અય ઉમ્મે સલ્માહ આ જન્નતનું ફળ છે. ખુદાનો હુકમ છે કે હું તનાવુલ કરૂ અને ઇતરત તાહેરાને આપુ તેથી તમને મહરૂમ કરવાપર હું મજબુર છું. "

એવી રીતે કઇંકવાર આસમાનથી આલેમુહમ્મદ ( સ. અ. ) પર માએદત ઉતરા છે. અને તેમાં એવાજ સાહેબો શરીક થયા છે કે જેમના માટે દરજાત આલીયાત મુકર્રર હતા. મોલાના ઇમા-મ મોઇઝ (સ.અ. ) ની તરફ મશરિકથી એક તુફફાહ હદીયામાં આવ્યાં તો આપે તેમાંથી એક ભાગ સૈયદના વ મૌલાના કાઝી નોઅમાન બિન મુહમ્મદ ( આ. કુ. વ. શ. ) ને અતા કીધો. અલ્લાહ, અલ્લાહ, શું મૌલાના કાઝી નોમાનનો દરજ્જો છે કે ઇમામુલહક પોતાના કુદસાની હદીયામાં આપને શરીક ફરમાવે છે.

નબીના શાહઝાદી કેવળ આસમાની માએદતનીજ ભાગી-દાર નથી થયાં. બલ્કે, આપના વાસ્તે જન્નતથી હનુત (કાફુર) નો હિસ્સો પણ આવ્યો છે. રસૂલેખુદા ( સ. અ. ) એ પોતાના વફાતના પહેલા એ કાફુરના ચાર હિસ્સા કરેલાં હતા. એક પોતાના કફનમાં મૂકવા માટે. એક અમીરૂલમુમીનીન માટે. એક ખાતુને જન્નત ફાતેમા ઝહેરા વાસ્તે. એક ઇમામ હસન કાજે. હુસેન બાકી રહી ગયા અને નાનાજી સાહેબના પલંગપર ઝુકીને ફરમાવવા લાગ્યા. " નાનાસાહેબ ! આસમાનથી જેટલી

જેટલી ચીજો આપપર ઉતરી તેમાં મા, બાવા અને ભાઇ સાથે આપે મને પણ શરીક કરેલા. આજ આ કાફુરે જન્નતથી મને કેમ મહેરૂમ રાખીએ છે?" રસુલે ખુદા પલંગપર લેટાલેટા હુસેનને છાતીથી ચાંપી, ઝાર ઝાર રોય છે અને ફરમાવે છે "બેટા! તમારી મા ફાતેમાને અલી દફન કરશે. અલીને તમે બેવે ભાઈ દફનાવશો. હસન ઇમામને તમે કફનાવશો પણ આહ કરબલાનું મેદાન. ધગધગતી રેત. ઉનાળાની મોસમ અને સર વગરના શહીદોના લાશો. કોણ કફનાવે કોણ દફનાવે." ઘર ભરમાં નબીની પેશીનગોઇથી કોહરામ બર્પા થયો. મા ફાતેમાએ હુસેનને તસલ્લી દીધી.

## ૧૫. સખીયુલ અસખીયા.

ખાતુને જન્નત કોણ છે? વોહ સખીયુલ અસખીયાની શાહઝાદી છે કે જે એ પોતાની રહેમતથી તમામ દુન્યાને માલામાલ કરી દીધી વોહ સખીયોના સરદારની નોશાની છે કે જે એ રૂકુઅમાં સાઇલને અંગુઠી બક્ષી, રસ્તે ચલતા ઉટોની કટાર અતા કરી દીધી. વોહ એહસાન કરનાર મુજસ્સમ એહસાનની મા છે કે જે એ ઉમ્મતના ભલા માટે કરબલાના મેદાનમાં પોતાનું સરેઅતહર કુરબાન કરી દીધું. જેના બાવાજી આવા, શોહર આવા, ફરઝંદ આવા, તેની સખાવતોનું શું વર્ણન કરીએ? જગતને પાળવું એ જગતમાતાનો વતેરોજ છે.

એક સમયે રસુલુલ્લાહ (સ. અ.) મસજીદમાં તશરીફ રાખતા હતા. એક બુઝર્ગ અને નાતવાન અરબે આવીને અર્ઝ કીધી "યા રસુલુલ્લાહ! ભુખ્યો છું જમાડી દઇએ" રસુલેખુદાએ બિલાલને હુકમ ફરમાવ્યો કે "આ સાઇલને ફાતેમાનું ઘર બતાવી દો" બિલાલે તે અરબને ઘર બતાવ્યું. દરવાજા ઉપર તે એ પુકાર કીધી "અયનુબુવતના ઘરના લોકો! તમારાપર સલામ છે. આ ભુકાને જમાડી દો. તન ઉઘાડું છે કોઇ પહેરાવી દો. ખુદા વાસ્તે રહેમ કરો."

ફાતેમાના ઘરમાં તો ત્રણ દિવસથી ફાકા હતા. આપ શું જમાડે? રહમતે આલમની શહઝાદીએ પોતાના ગલામાંથી-હદી

ચામાં આવેલું એક-ગલુબંદ ઉતારીને હસન ( અ. સ. )ને આપી ફરમાવ્યું. “ આ સાઇલને આપી દો અને કહો કે તેને વેચીને પોતાની મુરાદ પુરી કરે.” પેલો અરબ એ ગુલુબંદ લઇને પાછો નબીની ખીદમતમાં હાજીર થઇ અર્ઝ કરવા લાગ્યો. “ મૌલાના ! ફાતેમાએ આ વેચવા કહ્યું છે હું ગરીબ કોને વેચવા જાઉં.” આ સાંભળી, ફાતેમાનો ગુલુબંદ જોઇ નબીસાહેબની આંખ મુબારકમાં બે સાખ્તા આંસુ આવી ગયા. અમ્માર બિન યાસિર મજલિસમાં મોજુદ હતા ઉભા થઇને અર્ઝ કરે છે “ આકા ! આ ગલુબંદ ખરીદવાની મને રઝા થાય ” રસુલે ખુદા ફરમાવે છે “અમ્માર આ તો જન્નતનો સોદો છે જે લેશે તે જીતશે.”

અમ્મારે પેલા અરબને પુછ્યું “તારા ગલુબંદની શું કીમત છે ? ” તે જવાબ દે છે “ પેટ પુરતું અન્ન, તન પુરતા કપડા અને ગામ પોંહચાય એટલી ખરચી.” અમ્માર કહે છે. હું તને મારા ઘરે જમાડીશ, બસો દીનાર આપીશ, કપડા પહેરાવીશ અને મારા ઉંટપર તુંને તારા ગામ પોંહચાવી દઇશ લાવ એ ગલુબંદ. અમ્મારે એ પ્રમાણે જ કર્યું અને તે બાદ એ ગલુબંદને કસ્તુરી અંબર વગેરેથી મસ કરી એક રેશમી રૂમાલમાં લપેટી પોતાના “ સહેમ ” નામના ગુલામ સાથે રસુલે ખુદાની ખિદમતમાં મોકલાવી ગુલામને કહ્યું.” જા તુંને અને આ ગલુબંદને-બન્નેને-નબીને નઝર કરી દઉં છું.” ગુલામ પેગામ લઇને નબીસાહેબની હઝરતમાં હાઝર થયો તો આપે ઇરશાદ ફરમાવ્યું. “ તું અને ગલુબંદ ફાતેમાના છો. ફાતેમાની ખિદમતમાં જા.” સેહમ હજી વધારે ખુશ થઇને સઇયદહ માસુમાની ખિદમતમાં હાજર થયો. આપે ગલુબંદ લઇ લીધું અને સેહમને ફરમાવ્યું. “ સેહમ, તુંને ખુદાની રાહમાં આઝાદ કરી દઉં છું.” સેહમ પહેલેથી ખુશતો હતોજ ખાતુને જન્નતનું ફરમાન સાંભળીને ખલ કરીને હંસી દીધું. સખીઓની ટકરાણી પુછે છે.” ગુલામ, આમ જોરથી હંસવાનુ કંઇ કારણ ? ગુલામ અર્ઝ કરે છે “ સઇયદહ; મને આ ગલુબંદની બરકતપર

હંસતું આવે છે કે, તેએ એકજ દિવસમાં ભુકાને જમાડયો. ઉઘાડાને કપડા પહેરાવ્યા, ફકીરને અમીર કર્યો અને ગુલામને આઝાદ."

એક રિવાયત મશહુર છે કે મૌલાના અબ્દુલ્લાહ બિન મૌલાના અબ્દુલ મુત્તલિબ (રસુલે ખુદાના બાવાજી સાહેબ) ને એક અતિસુંદર, વિદવાન અરબ વિદુષી હંમેશા નિકાહ કરવાને વિનવતી હતી. પણ મૌલાના અબદુલ્લાહ "ના જ" ફરમાવતા રહ્યાં. એક દિવસે પેલી વિદુષી વિદવાન આપને મળી ત્યારે નિકાહ વિષે કશુંજ કહ્યું નહી આથી મો. અબદુલ્લાહ પૂછે છે "કેમ આજ તું નિકાહ વિષે કશું કહેતી નથી ?" પેલી બાઇ કહે છે "સાહેબ ! હું થોડી આપથી નિકાહ કરવા ચાહતી હતી. મને તો આપના પેશાનીપર જે નૂર નઝર આવતુ હતુ તેને શિકમમાં સમાવવાની લાલચ હતી. હવે એ નુર તો આમેના બિન્તે વહબમાં ઉતરી ગયું."

ખરેખર એજ નુરથી રહેમતુલલિલ આલેમીન પેદા થયા અને એજ નુર ખદીજાના શિકમમાં ગયું જેનાથી ફાતેમા–જગત માતા–પેદા થયા. જ્યારે આપના ફઝલો કમાલ અને સીરત પાકીઝાની નોબત ચારે દિશામાં ડણુકવા લાગી. ત્યારે શામથી પેલીજ બાઇ (જે મો. અબદુલ્લાહથી નિકાહ કરવા ચાહતી હતી) મદીનામાં હાજર થઇ અને નુરનુરની હુર ફાતેમાની ખિદમતમાં કીમતી હદીયાઓ પેશ કીધા. નબીઝાદીએ તે બાઇનું પુરજોશ સ્વાગત કર્યું અને જેટલા હદયા પેશ કરેલા હતા તે દરેકે દરેક મુસલમાનોમાં તકસીમ કરી દીધા. ફાતેમા ઝહેરાની આ અપૂર્વ ઉદારતા જોઈ પેલી બાઇ બોલી ઉઠી "ખરેખર આ કામ ઇન્સાનોથી નહી પણ મલાએકતોથીજ થઈ શકે છે. બેશક ફાતેમા મો. અબદુલ્લાહના નુરની ઉઠાવનાર છે."

ફાતેમાના ઘરમાં હસન હુસેનને તાવ આવે છે. ફાતેમા ત્રણ રોઝાની નઝર માને છે. જ્યારે એ સઇયદહ રોઝા રાખે છે તો આપના સાથે ઘરના સર્વે લોકો પણ રોઝા રાખે છે. સાંજે ઇફ્તારના વક્ત દરવાજાપર મિસ્કીન આવીને ભુકની

ફર્યાદ કરે છે. અલીના ઘરથી તેને સબરાબી થાય છે. ઘરના લોકો પાની અને નમકપર ઇફ્તાર કરી બીજા દિવસનું રોઝું રાખે છે. બીજે દી સાંજે ફાતેમાના ઘરપર યતીમ આવે છે. જગતમાતા તેની માતા બને છે. યતીમ જમન લઇને ઘરે જાય છે. ત્રીજુ રોઝું થાય છે. ફરી ઇફ્તારના સમયે કોઇ કેદી આવીને કાલવાલા કરે છે. રહેમતના સાગરો તેને પણ ભરી આપે છે. આ ઇસાર, આ ખુલ્કપરવરીનો દુન્યામાં કોઇ જોટો નથી. આસમાનથી આયત નાઝિલ થાય છે કે, **"વયુત એમુ-નત્તઆમા અલા હુબ્બેહી મિસ્કીનન વ યતીમન વ અસીરા"** આમ છતાં પનજેતનનું ઘર કહે છે. " **ઇન્નમા નુતએમોકુમ લે વજહીલ્લાહે લા નુરીદ્દા મિન્કુમ જઝાઅન વલા શકુરા.** " ( અમે તો ખાલિસ ખુદા વાસ્તે જમાડીએ છીએ. તમારાથી કોઇ બદલો લેવાને કે અભારના વેણ સ્વીકારવાને નહી. ) આ છે સાચી સખાવતનો રાઝ. દુન્યાનો ઉપકાર મેળવવાના હેતુથી નહી પણ ખુદાની નિર્મળ ખુશી મેળવવા હેતુથી થયેલી નાની મોટી સખાવતોજ ઉગી નિકળે છે. જ્યારે આજકાલતો આર-સની તખ્તીઓ, મખમલના માનપત્રો, શબ્દોના ભંડાર અને ફુલોના ભરચક હારથીજ સખાવતો મપાય છે. આ આડંબરોથી બચવા માટે આઇમ્મત અને દોઆત અંધારી રાતોમાં ખલ્કપર ઉપકાર કરતા. હેતુ એ કે, ખુદા સિવાય કોઇ જાણે નહી. **હાઝીહી ઇબ્રતુન લેમને તબર વઝિક્રુન લેમન તફક્કર.**

## ૧૬ સાહેબતિલ મોજેઝાત.

ફાતેમા કોણ છે? શહેરૂલ્લાહની ૨૩ મી રાત્ર જે કદ્રની રાત્ર છે તેની માઅના અને મમસુલહ છે. જે રાત્રીમાં મલા-એકત અને રૂહ સલામતીની બાબતો સાથે પોતાના રબના હુકમથી ઉતરે છે. જે રાત્ર એકહજાર મહીના કરતા અફઝલ છે. જેમાં કરેલી નેકી સિત્તેર હજાર નેકીના બરાબર છે. ખરેખર, ફાતેમા મુજસ્સમ " લૈલતુલ કદ્ર " છે. રાત્ર પડદાદાર કહેવાય

છે તેમ ફાતેમા હિજાબની સાહેબા છે. એક હજાર હુજ્જત કરતા અફઝલ છે. જેની નેકી સીત્તેર હજાર નેકીથી સરખાવાય છે. ફાતેમા તો હુર છે. આપના ઝિંદગીના અણુઅણુમાં નેકી ભરેલી છે. ફાતેમાની મોટામાં મોટી નેકી એક એ છે કે, આપે અનવારે રિસાલતને અનવારે ઇમામતથી જોડી દીધાં. ઇસ્લામ અને ઇમાનના ખમાઇરને એક કરી દીધા. હવે તો અબદ ફાતેમાની નસલથીજ ઇમામો થશે. જે સર્વે આલે અલી અને આલે નબી કહેવાશે. મોલાના ઇબ્રાહીમ ખલીલુલ્લાહના સમયથી જે બે શાખ અલગ પડી ગઇ હતી તેને જોડનાર ફાતેમા છે. ફાતેમાના સબબ દીને કવીમનો અમર સલામત છે. મલાએકત અને રૂહ ફાતેમામાં ભેગા થયા છે અને જ્યાં સુધી ઉજળી સવાર નહી થાય ત્યાં સુધી એ શરફથી ફાતેમા મુમતાઝ રહેશે.

ફાતેમા કોણ છે? કુર્આનનાં દિલ અને કુરઆનના સીલ છે. ખુદાની કિતાબમાં જેટલી આયતો તારીફની આવી છે તે મોહમ્મદ અને આલે મોહમ્મદની અને તેમના દોસ્ત—જે સર્વે તેમના હુજ્જત અને દોઆત છે—તેમણી છે. જેટલી આયતો મઝમ્મતની આવી છે તે આલેમોહમ્મદના અને તેમના હુજ્જત અને દોઆતના દુશમનોની ઓળખાણમાં આવી છે. આમ કુર્આને મજીદ ફુર્કાને હમીદના રૂહેરવાં આલે મોહમ્મદ છે. ફાતેમા અને તેના જીગરગોશા છે. આલે ફાતેમાના ઇમામ—કુર્આનના મમસુલ છે. દોઆતુલ ઇત્લાક એ કુર્આનના જીલ્દ છે. જેમ કાબાને પડદાથી ઢાંકેલા છે તેમ ઇમામ દોઆતથી ઢંકાએલા છે. શા માટે? ફાતેમાની શાનને જાળવવા માટે. ફાતેમા હિજાબે હક છે.

ફાતેમા કોણ છે? સાહેબતિલ મોઅજેઝાતીલ બાહેરાત છે. મશહુર છે કે અબુજહેલ ઇસ્લામના શુરૂમાં રસુલેખુદા (સ. અ.) ની હઝરતમાં મુશરેકોનું ટોળું લઇને હાજર થયો અને કહેવા લાગ્યો કે "સાહેબ! જો આપ ખરા નબી છો તો અમને એક સાથ એવો મોજેઝો બતાવો કે જેમાં જુમ્લા અંબીયા ખુસુસ

નુહ, ઇબ્રાહીમ, મુસા અને ઇસાની શાન નઝર આવે." આપ ફરમાવે છે કે મારો બહેતરીન મોઅજેઝો કુર્આન છે. તેમ છતાં જો તમારા કહેવા મુજબ હું મોઅજેઝો ઝાહેર કરૂં તો તમારા પર ઇસ્લામ વાજીબ છે. "પેલાએ હાં હાં કહ્યું ત્યાર બાદ આપે ચારને ચાર દિશાએ રવાના કર્યા. નુહની શાન જોનારાઓને અબુકુબેસના પહાડપર મોકલ્યા ત્યાં એ સર્વેને તુફાન નઝર આવ્યું જેમાંથી અલીએઆલાએ તેમણે બચાવ્યાં. મુસાની શાન જોનારાઓને સઇયદુસ્શોહદા હમઝાની બરકતથી બચાવ્યા. ઇસાની શાન આપે બનફ્સેનરીસ બતાવી અને ઇબ્રાહીમ પર આગ થંડી થઈ એ મોઅજેઝો ફાતેમાની બરકતથી આપે બતાવ્યો કે, જંગલ બયાબાનમાં લોકો પોંહચ્યા અને આસમાનથી આગ વરસવા લાગી એ સમયે એક ચાદરે અદ્ધર દેખાવ દીધો જેને વળગવાથી લોકોને સલામતી મળી. એ ચાદર ફાતેમાની ચાદર હતી. ફાતેમા શાફએ મહેશર છે. પોતાના શીઆઓને જહન્નમની આગથી બચાવનાર છે. આ બાબતમાં રસુલેખુદા અને અઇમ્મત તાહેરીન ( સ. અ. )ના ઘણા કલામ આવેલા છે. જેનો સાર એ છે કે, "ફાતેમા મહેશરમાં શીઆઓની શફાઅત કરશે. દુશમનો પર સખ્ત થશે અને જેપર ચાહશે તે પર રહેમત કરશે. મહેશેરના મેદાનમાં ફાતેમાની સવારી અનોખી શાનથી આવશે. આપના ચારે તરફ મલાએકત સફબસ્તા હશે અને નુરની જાણે બારિશ થતી હોય એવો દેખાવ થશે."

ફાતેમા કોણ છે? હસબ અને નસબ–ખાનદાન અને શરાફત–માં તમામ ખલ્કના બૈરાથી બૈરતર બલ્કે બૈરીલ બરીયહ સૃષ્ટીમાં શ્રેષ્ટ–છે. ખાનદાનમાં આપનો સિલસિલો આદમે અવ્વલતક જઇને મળે છે તો શરાફતમાં આપ એ સર્વે માઝી ફેઝોલાની ખુલાસા છે. ખલ્કના બૈરતર નબી મોહમ્મદ (સ.અ.) ના અખલાકે હમીદહ અને અવસાફે પસંદીદહના આપ નમુના છે. તેથીજ તો રસુલુલ્લાહ આપને પોતાની "મા" ફરમાવતા. વારંવાર આપ ફાતેમાના ઘરમાં તશરીફ લઇ જતાં. જે ઘ શરાફતનું અને અઝમતનું ઘર હતું. કુર્આને મજીદમાં ખુદ

ફરમાવે છે. “ ફી બુયુતીન ઇઝનલ્લાહો અન તુરફેઆાવ યુઝકોરા ફીહસમોહુ ” ( તે ઘરો કે જેમાં ખુદાએ પરવાનગી આપી છે કે મોટાઇ મેળવે અને તેમા તેની ઝીકર થાય ) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ કહે છે કે મસજીદે રસુલમાં એક તિલાવત કરનાર કારીએ આ આયત પઢી ત્યારે અમોએ પુછયું કે “ યા રસુલુલ્લાહ આ કોના ઘર છે જેની કુર્આનમાં સિફત આવી છે. ” નબી સાહેબ ઇરશાદ ફરમાવે છે કે “ એ અંબીયા ( અ. સ. )ના ઘર છે. ” તે બાદ આપે ફાતેમાના ઘરની તરફ આંગળી મુબારક બતાવીને ફરમાવ્યું “ આ ઘર છે. ” જે ઘરની, જે ઘરના લોકોની તારીફ ખુદા કરે તેની ઓળખાણ કરાવવા ઇનસાનની ઝબાન અને કલમ અપુરી કહેવાય તો તેમાં શી નવાઇ છે !

## ૧૭. આખરી હજ

ફાતેમા ઝહેરા ( સ.અ. ) એ આ તમામ કમાલાત કેવળ ૨૦ વરસની ઉમ્રમાં કમાવી લીધા હતા. અગ્યાર વરસ બચપણ અને કુંવારાપણામાં ગયા. ત્યાર બાદ આપ અલીના દુલ્હન બના બારમા વરસે ફરઝંદની મા થયા અને ઓગણીસમાં વરસે આપ જાહો હશમતના સાથે હીજરી સને ૧૦ માહે ઝીકાદમાં ખત્મુલ મુરસલીન ( સ. અ. ) સાથે આખરી હજ કરવાને મદીના મુનવ્વરાથી મક્કામોઅઝઝમાની તરફ રવાના થયા. એ અરસામાં અલીયુલ મુર્તઝા યમનની તરફ તશરીફ લઇ ગયા હતા. મદીનાથી ઉપડવા પહેલાં રસુલે ખુદાએ આપને પેગામ રવાના કરી દીધો હતો કે, “ હું આખરી હજ કરવા જાઉં છું. આપ પણ યમનથી સત્વર નિકળી મક્કામાં મને આવી મળો. ” ફરમાન મુજબ અમીરૂલ મુમીનીન ( અ. સ. ) યમનનું કામ આટોપી મક્કામો અઝઝમાં તશરીફ લાવ્યા. એ યાદગાર હજ જે ઇતિહાસમાં “ હજ્જતુલવદાઅ ”ના નામથી મશહૂર છે. તેમાં નબીસાહેબે હજના તમામ અરકાન લોકોને વિશેષ રીતે ચોખ્ખા બતાવવા ઉપરાંત આપે એક મહાન ખુતબા ઇરશાદ ફરમાવ્યાં જેમાં

ઉમ્મતને નેકી અને બદીના અસબાબો બતાવી, હમેશા ખૈરના ચીલે ચાલવાની તાકીદ ફરમાવી. એજ હજમાં આપે હિંદની તરફ નઝર ફરમાવી ગલગલા થઇ દોઆ કીધી. પુછનારે પુછ્યું કે "સાહેબ! આ કોના હકમાં દોઆ છે?" આપ ઇરશાદ કરે છે કે, "મારા વોહ ભાઇઓના હકમાં કે જે હિંદના મુલ્કમાં થશે અને જેના સબબથી દીને હક અને આલે મુહમ્મદનું નામ બાકી રહેશે." નબીસાહેબે જેમણે ભાઇઓ તરીકે સંબોધેલા તે ભાગ્યવાન હસ્તીયો કોણ છે? બેશક એ સર્વે દોઆતુલ મુત્લકીન છે. જેના સબબથી આજતક દાઅવત ફાતેમીયહના કલેમા બુલંદ છે.

હજના અરકાન પૂરા થયા. રસુલે ખુદા, વલીએ ખુદા, ખયરુન્નીસા, હસનૈન મક્કાથી વિદા થયા. મક્કાની દરો દીવાર રસુલે ખુદાપર હસરત ભરી નઝર કરે છે. બૈતુલ્લાહીલ હરામને હવે ખુદાના રસુલના કદમથી શરફ નહી મળે. રૂકનો હતીમ અફસોસ કરે છે. મીઝાબ આંસું બહાવે છે. હજરે અસવદ લબેલાલેને રસુલથી મેહરૂમ થાય છે. અરફા અને મિનાની સરઝમીન આપપર સલામ પઢે છે.

મનઝિલ બ મનઝીલ આપનો કાફલો એકલાખથી વધુના જમઘટમાં આગે બઢી રહ્યો છે. ૮૫ માઇલની મંઝીલપર ઝવાલના પહેલા આપ પોંહચી ગયા. વાદીએગિઝા, ગદીરેખુમ, કસરેઅબ્યદ, વગેરે નામોથી એ જગા મશહુર છે. આપે ત્યાં તમામ મુસાફરોને થોભવાનો હુકમ ફરમાવ્યો. આગે બઢી ગયા હતા તેને પાછા બોલાવ્યા. પાછળ હતા તેની રાહ જોવાની. નમાઝ થઈ. મિમ્બર ઉભા કરવામાં આવ્યા. કાંટા અને કંકરોથી ગદીરની ભૂમિ સાફ કરવવાની. ખુદઃ રસુલે પાક, શાહે લોલાકે કાંટા વીણી લીધા. મજલીસ અકદ થઇ. એક લાખથી વધુ મુસલમાનોના ચહેરા નબીની નુરાની પેશાનીને અને આપના દહને મુબારકથી નિકળનાર મોતીઓને જોઇ રહ્યાં. એક ફસીહો બલીગ ખુત્બા ઇરશાદ કરવાના બાદ "અલસતો બે રબ્બેકૂમ" ના ફરમાવનાર પરવરદિગારે આલમના પયમ્બરે બરહક ફરમાવે

છે: " અય્યોહન્નાસ ! અલસતો અવલા મિન અનફોસેકુમ ? " ( અય-લોકો શું હું તમારા જાનો કરતા બહેતર નથી ? ) લાખ ઝબાનથી આવાઝ આવે છે "બલા" (જરૂર) અય ખુદાના રસુલ, આપ અમારા જાનો કરતા બહેતર છો. અમારા માલિક અને મુખ્તાર છો. તરતજ રસુલે પાકે પોતાના પહેલુમાં બેઠેલા અલીએ આલા, શૌહરેઝહેરાને ઉઠાયા, બે હાથથી એ મુજસ્સમ કુવ્વતને ઉંચા કીધા એટલે સુધી કે આપના બગલમુબારકનું નુર લોકોને દેખાઇ ગયું આપ ઝોરશોરથી ફરમાવે છે: મનકુન્તો મૌલાહો ફહાઝા અલીયુન મૌલાહ ( જેનો હું માલિક અને મુખ્તાર છુ તેના આ અલી માલિક અને મુખ્તાર છે. ) ચારે તરફથી ઇકરાર બુલંદ થયો કે, " સમેઅના વ અતાઅના " ( સાંભળ્યું અમે અને તાઅત કરીશું અમે ) રસુલુલ્લાહ મિમ્બરથી એમ ફરમાવતા ઉતરા કે " પરવરદિગાર :જે અલીને મુહબ્બત કરે તેને તું મોહબ્બત કરજે જે અલીથી દુશમની કરે તેનાથી તું દુશમની કરજે. જે અલીની મદદ કરે તેની તુ મદદ કરજે જે અલીનું બુરૂ ચિંતે તેનું તું બુરૂ ચિંતજે અને અય પરવરદિગાર હકને અલીના સાથે કરજે અલી જ્યાં જાય ત્યાં હકને ફેરવજે અવ્વલીન અને આખેરીનમાંથી જે અલીને અદાવત કરે તેની ઉપર લઅનત કરજે. "

આ મહાન નસ થઇ, અલીની તાજપોશી થઇ તે દિવસ હીજરી સને ૧૦ માહે ઝીહજની અઢારમી તારીખ રવીવાર હતો. અલી અઢારમીએ પેદા થાય છે. અઢારમીએ નસ થાય છે અને શહેરૂલ્લાહની અઢારમી પૂરી થતાંજ આપ શહીદ થાય છે. અજબ એ અઢારના આંકનું મહત્ત્વ છે. હર ઇનસાનના જમણા હાથમાં કાતિબે કુદરતે અઢારનો આંક લખી દીધો છે. વાદીએગિઝા ગદીરે ખુમમા ત્રણ દિવસ તક અલીની વલાયતના કસમ લેવામાં આવ્યાં. " વલહુ અસલમા મન ફિસ્સમાવાતે વલ અર્દે તૌઅન અવ કરહન વ ઇલૈહે રાજેઉન " ( આકાશ અને ધર્તીમાં જે જે છે તે સર્વે તેનો સ્વિકાર કરે છે પછી તે

ઇચ્છાપુર્વક હોય કે અનિચ્છાએ દરેકને છેવટે તેની તરફજ વળવાનું છે.) આ કુર્આનનો કોલ સાચોજ છે.

ઇદેગદીર ઉજવીને ખુદાના રસૂલનો કાફલો મદીનાની તરફ આગે બઢો. મુસલમાનો પોતપોતાના વતન તરફ વળી ગયા. જે લોકો નબીસાહેબના સાથે હતા તેમાંના કેટલાકે આપને રસ્તામાં તકલીફ દેવાની પેરવી કરી પણ "ખશેઅતિલ અસવાતો લિર રહમાને ફલા તસમઆ ઇલ્લા હમસા" ( તમામ આવાઝો રહમાનના સામે ચુપ છે અગર કોઇ સંભળાય છે તો તે ઘણો બારીક જેનું મહત્વ નથી.) ખરેખર ખુદાત આલાના ઇરાદાના સામને કોણો ઇરાદો ફાવી શકે છે. નબી સાહેબે પોતાની ફર્ઝ બખુબી અદા કરી દીધી. આપનો કાફલો સુખરૂપ મદીનએ મુનવ્વરામાં દાખલ થયો.

## ૧૮ નબીસાહેબની વફાત.

મદીના મુનવ્વરામાં તશરીફ લાવવાના બાદ રસુલે ખુદા નજાતની કિશ્તીના નાખુદા ( સ. અ.) ની જીવનનૌકા હચમચવા લાગી. જંગેખયબરમાં આપને યહુદ તરફથી જે ઝહેર પોંહચેલું હતું તેનો અસર જાહેર થવા લાગ્યો. આપે ફાતેમા ઝેહરાની સોબતમાં રહેવું પસંદ ફરમાવ્યું. બુઝર્ગો બરતર બાવાજીની ખિદમત સઇયદહ માસુમાએ એવી શાનથી કીધી કે, નબીસાહેબને બીમારીનો વિસર થઇ ગયો. મોહાજેરીન અને અનસાર હંમેશા આપની મિઝાજપુરસી માટે આવતા. ઇલ્મના હર સીગાના સવાલ કરતા અને મદીનતુલ ઇલ્મ તશફ્રી કરી આપતા. ઇસ્લામની ખૈરખ્વાહી વિષે આપ દરેકને વસીયત ફરમાવતા અને વારંવાર જતાવતા કે "હું તમારામાં બે નફીસ ચીઝ મુકીને જાઉં છું એક ખુદાના કિતાબ અને બીજી મારી ઇતરત તાહેરા. જો તમે એ બેને વળગી રહેશો તો મારા બાદ કદીયે ગુમરાહ નહી થાવ. યાદ રાખો કે એ બેમાં કદીયે જુદાગી નહી થાય એટલે સુધી કે હોઝે કવસરપર મને સાથે આવીને મળશે."

હીજરી સને ૧૧ના માહે સફરમાં શરૂઆતમાં નબીસાહેબ (સ. અ.)ની તબીઅત વધારે નાસાઝ થઈ. આપ અલી, ફાતેમા અને હસન હુસેનને હમેશા પલંગ પાસે બુલાવતા અને નિહાયત મુહબ્બતથી એ સર્વ જીગર ગોશાઓને ફયઝ આપતા અને લેતા. એક દિવસે આપ ઝારેઝાર એટલા રોયા કે દાઢી મુબારકના બાલ તર થઇ ગયા. હાજેરીનએ અરઝ કીધી કે "અય દોજહાનના પાલનહાર! આપ કેમ ગમ ફરમાવો છે?" આપ ઇરશાદ ફરમાવે છે કે "મને મારી ઝુર્રીયતનો હાલ રડાવે છે. મારા બાદ એ સર્વેને ઝઇફ કરી લેવાશે, ઉમ્મતના બદબખ્તો તરેહ તરેહના સિતમો આલે અતહરપર વરસાવશે. મારી બેટી ફાતેમાની બાબતમાં હું જોઉં છું કે એ મને પુકારી રહી છે અને કોઇ તેની મદદ નથી કરતું. તેના ઘરપર ઝિલ્લત દાખલ કરવવાય છે. તેની હુરમત લઇને હક છીણાય છે. તેનું દિલ તોડવામાં આવે છે." આ સાંભળીને ઘરના લોકો રોવા લાગા ફાતેમાની ઝારી બેહદ થઇ તો આપે દિલાસો દીધો. ફાતેમાં અર્ઝ કરે છે કે "બાવાજી સાહેબ. મને મારી મુસીબતપર રોવું નથી આવતું બલ્કે આપની જુદાઇપર રોવું આવે છે." નબી ફરમાવે છે કે "અયનુબુવતના ઘરના લોકો મારા બાદ તમને સર્વેને ઝઇફ કરી લેવાશે."

આખરકાર કિયામતનો દિવસ આવ્યો. નબી સાહેબની બેચેની તે દિન ઝિયાદા થઇ. ફાતેમા પોતાના પિદર શરીફના માથા મુબારક પાસે બેઠેલાં છે. બેવે નવાસા કદમૈન પાસે બેસીને નાનાસાહેબના ચહેરાને તાકી રહ્યાં છે. અઝવાજ, દિકરીઓ અને સગાવહાલા અદબથી દુર બેઠા બેઠા અલ્લાહના રસુલને દિલભરીને જોય છે. રસુલેખુદા ફાતેમાની ઝારીથી બેચેન થઇ જાય છે. આપ બેટીના કાનને પોતાના હોટોપર મૂકીને કંઇક ફરમાવે છે. ફાતેમાના આંખ મુબારકથી આંસુની લડીઓ વરસે છે. થોડી વારમાં ફાતેમા રોતા રોતા હંસી દે છે. જોનાર અજબ થાય છે કે એકજ વકતમાં રડવું અને આમ હંસવુ

કેવું ? ફાતેમાને આ બાબતનો સવાલ થયો તો જવાબ ન ફરમા-વ્યો પણ રસુલુલ્લાહ ( સ. અ. ) ના વફાતના બાદ ફરી પુછ-વામાં આવ્યું તો આપ ફરમાવે છે કે " પહેલી વખત બાવાજી સાહેબે મને પોતાના ઇન્તેકાલની ખબર કીધી તેથી હું રોવા લાગી ત્યાર બાદ આપે ફરમાવ્યું કે, એટી ગમ ન કરો તમે મારા બાદ સીત્તેર દિવસમાં મને આવી મળશો. આ સાંભ-ળીને મને બેહદ ખુશી થઇ. "

બીમારીને બઢતી જોઇને રસુલે મકબુલ ( સ. અ. ) એ કાગલ અને રોશનાઇ મંગાવી. હેતુ એ કે આપ અલી ( સ. અ. ) પર નસની લેખીત તજદીદ કરી દે પણ મિઝાજપુરસી વાસ્તે આવેલાઓએ " હોહા " કરી મુકી. કોઇ કહે લાવો, કોઇ કહે ન લાવો, એક બે જણાએ તો બેઅદબીના કલામો કહ્યાં. રસુલુલ્લાહ ફરમાવે છે કે " લા તરફઉ અસવા તોકુમ ફવકા સવતીન નબી " અરે ( નબીના સામને તમારા આવાઝને ઉચા ન કરો ) એ કુરઆનના કોલને કેમ ભુલો છો! જાવ નિકળી જાવ અહીંથી. મારા સામને આવી રીતે આપસ આપસમાં બોલા ચાલી કરવી જાયઝ નથી. "

તેજ દિવસે સવારમાં નમાઝનો વક્ત ન થયો કે, બિલાલ " રઝા " પુછવા માટે આવ્યા. નબી સાહેબને નિંદમાં જોઇને કોઇએ-કોકને રઝા આપી દીધી. તકબીરાનો આવાઝ કાનમાં આવતા રસુલેખુદા ચોંકા. આપ પુછે છે " આ કોણો આવાઝ છે ? " ફાતેમતુલ બતુલએ બનેલી બાબત કહી. આપે ફરમાવ્યું " નાના એમ ન થાય " આપ અલીયુલ મુર્તઝાને ટેકો દઇ મસજીદમાં પધારા બેઠીને ઇમામત કરાવી. તે બાદ ખુતબો પઢી લોકોને હિદાયત દીધી અને પછી મકાનપર પધારી ગયા. ઘરના લોકોને જરૂરી વસાયા ફરમાવી. જન્નતનું કાફુર તકસીમ કર્યું, અલીયુલ મુર્તઝાને વસાયતના માલિક કીધા. એટલામાં ઘરના દરવાજાની કોઇએ સાંકલી હલાવી ફાતેમા ફરમાવે છે કે " આ વક્ત નબી સાહેબની તબીઅત નાસાઝ છે કોઇ ન મળી શકે. " આવનાર અર્ઝ કરે છે કે " અય ખાતુને જન્નત હું

કાઇના દરપર રજા લઇને નથી જતો આતો ખત્મુલ મુરસેલીનનો હક છે કે, રજા પુછું છું." ફાતેમા અજબ થઇને પૂછે છે "તમે કોણ છો ?" બહારથી આવાઝ આવ્યો "મલકુલ મૌત." નબી સાહેબ ફાતેમાને ફરમાવે છે "બેટી એને આવાદો. આ તો તમારા ઘરનો મકામ છે કે એ રજા લઇને આવે છે."

થોડી પલોમાંજ રહેમતુલલિલ આલેમીનએ ઘરના લોકોપર આખરી સલામ પઢો. તે બાદ આપની રૂહ જીસ્મે અતહરથી પરવાઝ થઇ. અલીએ આલાએ પોતાના બેવે હાથ પોતાના ચહેરાપર મલી લીધા. અલ્લાહુમા સલ્લે અલા મોહમ્મદીન વઅલા આલે મોહમ્મદીન વબારિક વસલ્લીમ.

## ૧૯. બયતુલ હુઝન.

ભલા જેની વફાત દુન્યાને લોહીના આંસુથી રડાવે તો તેના ઘરના લોકોની રંજો મુસીબતની હદ કેવી રીતે મપાય ? અફસોસ કે, ખુદાના હબીબ ગુઝરી ગયા. ફાતેમા યતીમ થયા. અહલે બેતે નુબુવતપર મુસીબતના પહાડ તુટા. ઇસ્લામની કમર તુટી ગઇ. ખલ્કની ઝેબો ઝીનત જાતી રહી. અને અફસોસ કે હજી તો નબીસાહેબ મુસજ્જા છે ત્યાંતો ફિતનતના બીજ બોવાઇ ગયા. ઇસ્લામની દુન્યામાં મતભેદ, ઝગડા, કંકાસ ઇર્ષા, દ્વેષ અને દુન્યાદારીની પ્રસ્તાવના લખાઇ ગઇ. અફસોસ સદ અફસોસ નબીની મોહબ્બતના દાવાદારો નબીના કફન દફનનો ધ્યાન ભૂલી બીજાજ ધ્યાનમાં મગ્ન થઇ ગયા. અહિં અમીરૂલ મુમીનીન અેકલા છે. થોડાક મુખ્લેસીન—સલ્માન, અમ્માર, મિકદાદ, અબુઝર જેવા આપની મદદપર છે. નબી સાહેબને હુજરએ પાકમાંજ ગુસલ દઇ અમીરૂલ મુમીનીનએ કફન પહેરાવ્યું અને આપેજ રસુલેખુદાને જનાઝામાં લિટાવી નમાઝ પઢી. તે બાદ ઉમ્મતને રજા આપી કે દસ દસ જણ આવે અને હય્યન વ મય્યતન ઇમામના જનાઝાપર સલ્વાત પઢીને જાય. આ ક્રમ પુરો થયા બાદ અશરફુલ વસીયીન (સ.અ.) એ વોહ નુરાની જીસમ જે અનવારે રિસાલતનું ઉઠાવનાર હતું જમીનમાં પેવંદ

ફરમાવ્યું. અમીરૂલ મુમીનીન આપ કબ્રેપાકપર ઝુકીને ખુબ રોયા. એવીજ રીતે ફાતેમા ઝહેરા આહોઝારી ફરમાવતા કબ્રપર તશરીફ લાયા. આપ કબ્રની ખાક માથાપર ઉઠાવીને ફરમાવે છે:

**માઝા અલા મન શમ્મા તુર્બતા અહમદીન,**
**અન લા યશુમ્મા મદીઝઝમાને ગવાલિયા.**
**સુબ્બત અલૈયા મસાએબુન લવ અન્નહા.**
**સુબ્બત અલલ ઐયામે સરના લયાલિયા.**

"અય આહ મુકદરએ આજ અહેમદે મુરસિલના કબ્રની ખુ સુંઘાવી. હવે દુન્યાની બીજી ખુસ્બો કેમ ભાવે. અરે મારા પર વોહ મુસીબતો આપના વફાતથી આવી પડી કે જો દિવસપર એ આવી પડે તો રાત્ર બની જાય." આવા અનેક મર્સીયાઓ આપે ફરમાવ્યા અને નબીની તુર્બતને પોતાના દિલને ચાલવવાની જગા બનાવી. લગભગ સવા બે મહીના તક આપે નબીસાહેબના બીમારીમાં તીમારદારી ફરમાવી જેમ આપ એ અરસામાં નબીના સિરાને બેસી રહેવું પસંદ ફરમાવતા એવીજ રીતે ઉમ્રના થોડા અય્યામ આપે કબ્રેઅતહરની પાસે ગુઝારવાનું પસંદ ફરમાવ્યું.

ખરેખર, ફાતેમા ( અ. સ. )ના રીતે કોઇ દિકરી પોતાના બાવા ઉપર નહીં રોઈ હોય. ફાતેમા અઝહદ ઝારી ફરમાવતા. આપના આંખ મુબારકના આંસુ કોઇ થમાવી ન શકયું. આપની બેકરારીને કોઇ અટકાવી ન શકયું. એક તરફ તો આપ બાવાજી ઉપર રોતા અને બીજી તરફ અલીએ આલા ( સ. અ. )નો હક લુંટાયો તે પર અફસોસ કરતા. આવી હાલતમાં ફાતેમા કંઇ રીતે સબ્ર કરે? આપ ફર્યાદના નાઅરા બુલંદ કરતા. બાવાજી સાહેબને યાદ ફરમાવતા. ફાતેમાનો આવાઝ લોકોના કાનપર જતો તો લોકોના કલેજા ઉલ્ટી જતા. આ હાલત મદીનાના લોકોથી છેવટે ન ખમાણી. કેટલાકે આવીને અલીયુલ મુર્તઝાને અર્ઝ કીધી કે "ફાતેમાની ઝારી જોવાતી અને ખમાતી નથી.

અમારા કામકાજમાં એ સઈયદહની બેચેનીથી દિલ નથી ચોંટતું આપ યા તો તેમણે રાત્રે ઝારી કરવાનું ફરમાવીએ યા દિને." અલીએ આલાએ આનો કોઇ જવાબ ન દીધો. આપ ઉઠીને બાતુને કિયામત પાસે તશરીફ લઇ ગયા અને લોકોની શિકાયત બયાન ફરમાવી. માસુમાહ જવાબ દે છે કે "અય અબુલ હસન આ લોકો મારાથી કેમ બેઝાર થઇ ગયા છે. હું ચંદ દિન મહેમાન છું તે બાદ કોઇ તેમણે શિકાયતનો મોકો નહી રહે."

અમીરૂલ મુમીનીન (અ. સ.)એ જન્નતુલ બકીના પાસે જ એક મકાન તૈયાર કરાવ્યું. આપ રોઝ સવારમાં ફાતેમા અને બચ્ચાઓને ત્યાં મુકી આવતા અને સાંજે પાછા ઘરે તેડી આવતા. એ મકાનમાં બેસીને મખદુમએ આલમ સરવરે આલમ ઉપર નોહો ફરમાવતા. બૈતુલ હુઝન (ગમનુ ઘર) એવું એ મકાનનું નામ પડી ગયું. સઉદીયોએ મદીના છત્યું ત્યાં સુધી (સને હીજરી ૧૩૩૫ સુધી) એ બૈતુલ હુઝન મોજુદ હતું. બાદમાં શહીદ કરી દેવાયુ. એ મકાનમાં આજતક એ અસર હતો કે કોઈ પણ ઝાએર જાય તો બેસાખ્તા ફાતેમાની મુસીબત પર રોઇ દે. આજેય એ જગાપર કોઇ ઉભુ રહે તો આંખથી આંસુ ટપકાવ્યા વિના પાછો નજ ફરી શકે.

## ૨૦. આફતનો કાટકો.

એક દિવસે ઉમ્મુલ હસનૈન અબુલ હસનૈનને પુછે છે કે "આપ આપનો હક કેમ નથી લેતા?" અમીરૂલ મુમીનીન ફરમાવે છે કે "ફાતેમા! આ ઉમ્મત અવ્વલની જાહેલીયત પર પાછી વળી ન જાય તે ખાતિર ચુપ છું. આ નવી જાહેલીયત અવ્વલની જાહેલીયત કરતા તો થીક છે. વર્ના આઝાનમાં કોઇ રસુલુલ્લાહનું નામ તક નહીં લે. ઇસ્લામનું દુન્યામાં નિશાને બાકી નહી રહે." ફાતેમા અર્ઝ કરે છે કે "અય મારા માથાના તાજ! આપ સાચુ ફરમાવો છો."

આહ! ઉમ્મતના કેટલાકોએ કેવું જહેલ ઇખ્તેયાર કીધું નબીસાહેબના બાદ આપની અવલાદ પાકીઝાને સબ્બ અને તસ

લ્લીના કલેમાત કહેવું તો એક તરફ રસુલુલ્લાહની બેટીના ઘરપર ચઢાઇ કરીને આવ્યા. શેરેખુદા પોતાની મસનદ પર બેસી કુર્આન જમા ફરમાવી રહ્યાં છે. ફાતેમા પોતાના લાડલાઓ હસન, હુસેન, ઝેનબ, કુલ્સુમ વગેરેને પાસે લઇ ચુપચાપ બેઠાં છે. બહાર શોરબકોર વધતો જાય છે. કોઇ કહે દરવાજા તોડો. કોઇ કહે ઘરને આગ લગાવી દો. ધમકી-યોનો તો કોઇ શુમાર ન રહ્યો. બલ્કે કહ્યું તે પ્રમાણે કરવાને તઇયાર થયા. ફાતેમાના ઘરપર ચારે તરફથી ઝીલ્લત ફરી વળી.

યસરબની શહઝાદી અમીરૂલમુમીનીન ( અ. સ.) ને અર્ઝ કરે છે. " આકા ! લોકો કહે છે તેમ કરી ગુઝરશે. ઘરમાં બાલબચ્ચા નાહના છે. રખે આગ લાગે અને તેની જીભોમાં નબીના બાગના ફળફુલ ઝડપાઇ જાય. " અમીરૂલમુમીનીન બેબસ છે. ધીમેથી ફરમાવી દે છે. " ફાતેમા દરવાજા ખોલી દો. " ફાતેમા ( અ. સ.) દરવાજા પાસે પધારા. આપે ઇરાદો કર્યો કે દરવાજાની સાંકળ ખોલીને બાજુપર થઇ જાઉં એટલે ધસી આવનારા મને ન જોઇ શકે. આપે ધીરેથી સાંકળ ખોલી. બહાર ઉભેલા સમજી ગયા કે, હોય ન હોય આ ફાતેમા છે. વિચાર આવ્યો ન આવ્યો કે એકજ લાત એ દરવાજા પર અથડાઇ. ધબ જેવો અંદર અવાઝ થયો. દરવાજા ખુલી ગયા. ટોળું અંદર ધસી ગયું. ફાતેમા નબીના કલેજાના તુકડા ભીંત અને દ્વારના વચ્ચે કુચલાઇ ગયા. મોહસિનથી આપ હામેલા હતા. દરવાજા ઉપર થએલા લત્તાપ્રહારથી શિકમે અતહરપર ચોંટ આવી અને હમલ સાકિત થઇ ગયું. ફાતેમા બેશુદ્ધ થઇને જમીનપર ઢળી પડા.

પેલાઓ અંદર ગયા અને અલીએ આલાથી બહેસમાં ઉતરા. આપને બરસરે આમ તેડી જવા માટે જીદ થવા લાગી. કોણી તાકત કે અસદુલ્લાહને ઉઠાવી શકે. કોણી હિમ્મત કે યદુલ્લા-હનો હાથ પકડી શકે. બજારમાંથી ટોળાએ કાળું રસ્સુ મંગાવ્યું

શેરેખુદાના ગળામા તે બંધાયુ આપને ખેંચતા ઘરથી લઇ નિકળાં. મોલાના કાઝી નોમાન (અ.કુ.) એ અજબ દર્દ અને હોલથી એ કિસ્સાને પોતાની નઝમમાં બયાન ફરમાવ્યો છે.

અહિં ફાતેમાને હસન હુસેન, ઝેનબો કુલ્સુમે હુસ્યાર ફરમાવ્યા. ફાતેમા જોય છે કે ઘરમાં ઘરના ધણી નથી. આપ પોતાનું દુઃખ દર્દ ભૂલી ગયા અને નબી સાહેબની કબ્રે અતહર પર પધારી ફર્યાદ કરવા લાગ્યા. અજબ વલવલાથી આપ નબી સાહેબને મૂખાતિબ થયા અને પોતાના બેવે નુરાની હાથને દોઆ વાસ્તે આકાશ તરફ બુલંદ ફરમાવ્યા. ધર્તિ અને ગગનમાં યકાયક કંપારો પેદા થયો.

શેરેખુદાને પકડીને કયાં લઇ જવામાં આવ્યાં? તમામ દુન્યા જાણે છે કે આપ પર તે બાદ શું વિતી. જમીનને કંપતી જોઇને આપ સમજી ગયા કે "જરૂર ફાતેમા બદદોઆ ફરમાવી રહ્યાં છે." કમાનમાંથી તીર છટકે તેમ આપ ત્યાંથી છટકા અને દોડતા નબીસાહેબના કબ્રપર પધારી ફાતેમાના બેવે હાથને પોતાના હાથથી થામી લીધા. ફાતેમા (અ.સ.) ના આંખ મુબારકથી આંસુ જારી છે. અલી (અ.સ.) ના આંખથી પણ આંસુ રવાં છે. અમીરૂલ મુમીનીન ફાતેમાને સબ્ર અને શુક્રની વસીયત ફરમાવી ઇસ્લામની ષેરીયત મુન્તેશર ન થઇ જાય તેની દરકાર વાસ્તે ઘરનો ખુણો લેવાની જરૂરી સમજાવે છે.

## ૨૧ બાગે ફદક.

હાય! ખાતુને જન્નતપર ઉપલી મુસીબત ઉતરવાને ચંદ દીન ન થયા કે, આપને ખબર આપવામાં આવી કે "બાગે ફદક" ને જપ્ત કરવામાં આવ્યો છે. આ સાંભળતાજ અહલે બેતે નુબુવત ઉપર જાણે બીજો કાટકોજ તુટી પડયો.

બાગે ફદક એક નાનકડું ગામડુ હતું. જે મદીનાથી બે મંઝીલ અને ખયબરથી એક મંઝીલ દૂર આવેલું હતું. જ્યારે ખયબરની લડાઇ હીજરી સને ૫ માં અલીયુલ મુર્તઝાના હાથ પર ફતેહ થઈ ત્યારે ફદકના રહેવાસીઓ જેમાં ઘણાખરાં યહુદ

હતા નબી સાહેબની ખિદમતમાં હાજર થયા અને સુલેહની દરખ્વાસ્ત કીધી. આપે તે કબુલ ફરમાવી. ફદકવાલાઓએ પોતાના ગામની બધી આવક, (બાગ, વાડી અને જમીનના પટાની ) રસુલુલ્લાહને આપી. રસુલે મકબુલએ એ બધી આવક **વઆતાઝિલ કુર્બા હકકહુ** ની આયત નાઝિલ થઇ ત્યારે ફાતેમા ( અ.સ. ) ના નામપર ચડાવી દીધી. નબી સાહેબની હયાતીમાં એ આવક સાલાના ૨૦ થી ૨૪ હઝાર રાતા દીનારની હતી. જે પુરેપુરી ફાતેમાને પોંહચાવવામા આવતી. ત્યાંર બાદ તે ખસાર અને રહેમતની હુર ઇસ્લામના ભલાઇના કામોમાં વાપરવા અતા ફરમાવી દેતી. જેમકે ખદીજા ( અ.સ. ) એ પોતાના બધો માલ આપેલો હતો. સુનને અબુદાઉદ નામની લખનઉમાં છપાએલી સુન્નીભાઇઓની એક મશહુર કિતાબમાં આલેલું છે કે બની ઉમય્યાના ખલીફા "ઉમર બિન અબ્દુલ અઝીઝના ઝમાનામાં ફદકની આવક ૪૦ હઝાર દીનાર થઇ હતી." ફદકની બાબતમા આ સિવાય એજ ફિર્કાની બીજી અનેક વજનદાર કિતાબોમાં બયાન આવેલા છે જેથી સાબીત થાય છે કે બાગેફદક રસુલુલ્લાહની હયાતીમાંજ ખાતુને જન્નતના હાથમાં હતું. "નયાબીઉલ મવદ્દત" નામની શેખ સુલેમાન હનફીની કિતાબમાં આવ્યું છે કે: "જ્યારે વઆતાઝિલ કુર્બાની આયત નાઝિલ થઇ ત્યારે રસુલે ખુદાએ ફરમાવ્યું કે આ ફદક છે. તે કંઇ લડાઇમાં જીતાયું નથી. તે મારૂં છે. તેમાં મુસલમાનોનો કોઇ હક નથી. (અય ફાતેમા) આ બાગ ખુદાતઆલાના હુકમથી હું તમને આપું છું તે તમારા માટે અને તમારી ઓલાદના માટે છે." આવા સાચા પુરાવાઓ આજની દુન્યાના સામને મૌજુદ છે તો શું એ સમયમાં કે જ્યારે નબી સાહેબને વફાત થઇને ૪૦ દિવસ પણ ન્હોતા થયા મોજુદ નહી હોય ! ફાતેમાની ખાસ મિલ્કત બાગેફદક શા માટે જપ્ત થયો હશે ?

આ જપ્તીની ખબર મળતાંજ ફાતેમા ( અ. સ. ) એ અલીએઆલાની ખિદમતમાં મશવેરો પુછો કે "હવે શું કરવું."

આપ ફરમાવે છે કે " સબ્ર સૌથી સરસ છે છતાં આ બાબતમાં હુજ્જત તો કરવીજ જોઇએ. " ફાતેમા ઝહેરાએ તબીયત નાસાઝ હોવા છતાં બુર્કો ઓઢી લીધો. આપની હુઝુરીમા બીજી કેટલીક હાશમી સ્ત્રીઓ પણ હતી તે સર્વ સાથ આપ મજલીસમાં પધારા. આપની ચાલમાં રસુલુલ્લાહની છતા હતી. સકીનત અને વકાર આપપર કુરબાન હતા. મજલીસમા ઘણાઓની આંખમાં આંસુ આવી ગયા. એક પડદો લગાડવામાં આવ્યો, જેના અંદરથી ખાતુને કિયામત (.સ. અ.) એ વિરાસતના હકપર શરીઅત મુજબ દલીલો ફરમાવી. શાહિમાં અલી, હસનૈન અને ઉમ્મે-અયમનને પણ બોલાવવામાં આવ્યા પણ કોઇએ દાદ ન દીધી. ફાતેમા મજબુર થઇ ગયા. આપને જલાલ આવી ગયો. મજ-લીસમાં વોહ શાનથી ખુત્બો પઢીને તકરીર ફરમાવી કે બધા દંગ થઇ ગયા.

પહેલા પહેલ આપે ખુદાનો હમ્દ કીધો, નબીની રિસાલતનો ઇકરાર કીધો. આપ પર સલ્વાત બોલી. તવહીદના નુકાત બયાન કીધા. નબી સાહેબના આવવા પહેલા દુન્યાની શું હાલત હતી તે વર્ણવી નબીસાહેબના એહસાનાત ગણાવ્યા. આપના વફાતના અસરાર ફરમાવી ફરી સલ્વાત પઢી. ત્યાર બાદ આપ મોહાજીરીન અને અનસારની તરફ મુખાતિબ થયા. તેમણા ઉપર શું ફરીઝતો દીની અને દુન્યવી નંખાએલી છે તેની ઝિકર કીધી. નબીસાહેબ પોતાના વાલિદેશરીફ હતા તે જતલાયું. કુફ્ફાર સતામણી ઉપર તુલેલા હતા, છતાં આપે કેવી રીતે નજાતનો રસ્તો સઉને બતાવ્યો તે દર્શાવ્યું. લડાઇઓમાં આપ કેવી રીતે વર્તતા તે કહ્યું. પછી નબીના વફાતના બાદ થોડાજ દહાડામાં લોકો શું-ના શું થઇ ગયા તે બયાન કર્યું. ખુદાની કિતાબ, અહાદીસ, ખુદાનાવલી મોજુદ હોવા છતાં ઉમ્મત કઈ તરફ પોતાના કલ્પનાના ઘોડાઓ દોડાવી રહી છે તે ખુલ્લમ ખુલ્લુ કહી દીધું. અહલે બેતે નુબુવ્વતને કેવી રીતે સતાવવામાં આવ્યા તે સમ-જાવ્યું અને વિરાસતના કાનુનપર બહેસ ફરમાવી કુર્આને

મજીદમાંથી સુલેમાન દાઉદને વારિસ થયા, યહયાએ આલે યાકુબ વાસ્તે દોઆ કીધી તે સવિસ્તર ફરમાવી પુછ્યું કે, આ બધુ મોજુદ હોવા છતાં કયા આધારે મારો હક છીણાય છે? આપે છેવટમાં તમામને પોતાની મદદ માટે ફરમાવ્યું. જહન્નમથી સઉને ડરાવ્યા. નેકી પર લલચાવ્યા અને કુર્આનની આયતપર ખુત્બાને તમામ ફરમાવ્યો કે " નજીકમાં જુલ્મ કરવાવાલાઓને ખબર પડી જશે કે તેઓ કયાં ઉભેલા છે. હવે તમે પણ કામે લાગો; અમે પણ કામે લાગીએ છે. તમે પણ રાહ જુઓ; અમે પણ રાહ જોઇએ છે."

ફાતેમાની આ તકરીરથી મજલીસમાં સનસનાટી ફેલી ગઇ. પણ પરીણામ કશું ન આવ્યું. સિદ્દીકહ માસુમા નિરાશ થઇને ઘરે પધારી ગયા. આપને સદમો અઝીમ થયો. એકતો પહેલેથીજ કસુવાવડના લીધે આપની તબીઅત નાસાઝ હતી. નબીસાહેબનો ગમ ભુલાતો ન્હોતો તેમાં વળી આ ફદક જપ્ત થવાથી આપ અતિશય નંખાઇ ગયા. ત્યાર બાદ આપ બૈતુલ હુઝનમાં ન જઇ શકા. નબીની ઝિયારત કરતા. ઘરનું બની શકે તેટલું કામ કરતાં અને રાત્ર દિવસ તસ્બીહ અને તહલીલમાં મસરૂફ રહેતા.

અમીરૂલમુમીનીન અલી (અ.સ.) જ્યારે જાહેરી ખિલાફત પર આવ્યાં તો આપે બાગેફદક વિષે કશીજ વાત ન કરી. છીણાએલી વસ્તુ સલ્તનતના બળથી મેળવવું આપે પસંદ ન કર્યું. બલ્કે આપ પોતાના એક આમીલ " ઉસ્માન ઇબ્ને હનીફ " ઉપરના એક કાગળમાં લખી ફરમાવે છે." દુન્યવી માલમત્તામાં અમારી પાસે ફક્ત એક ફદક હતું. તેમાં કેટલાકે ઉદારતાથી કામ ન લીધું. તો કેટલાકે ઉદારતા વાપરી. હવે ખુદા સિવાય કોણ નિર્ણય કરી શકે છે....પણ, ફદક હોય યા બીજુ કાંઈ હું તેને લઇને શું કરૂં? માણસનું છેવટનું રહેઠાણ તો કબ્ર છે. જેના અંધારામાં તેના રહ્યાં સહ્યાં અવશેષો નાબુદ થઇ જશે. તેનું નામ મિટી જશે. એક એવા ખાડામાં

રહેવાનું છે કે જેમાં કોઇ હાથ ફેલાવે તો ચારે તરફથી પથ્થર અને માટી ધસી પડે, કોઇ જરાક જેવું બાંકુ રહ્યું હોય તો તે પણ બંધ થઈ જાય. હું મારા જાનને તકવાના સાથેજ રિયાઝતની તરફ વાળું છું :જેથી તે યોમેહિસાબ જે મહાન બ્હીકનો દિવસ છે. સલામત રહે અને ફીસલાવનારી ચટાનોપર ટટાર ઉભો રહી શકે. "આ વાંચવાથી આપણા ઝબાનથી બે સાખ્તા કહી દેવાય છે કે ખરેખર અલી વલીયુલ્લાહ છે."

ઇસ્લામી સલ્તનત હિજાઝમાંથી નિકળીને શામમાં ઠરી ઠામ થઈ અને ઉમ્મવીયોના ખલીફા ઉમર બીન અબ્દુલ અઝીઝનો ઝમાનો આવ્યો તો તેએ બાગે ફદક ઇમામ મોલાના મોહમ્મદ નિલ બાકીર ( અ. સ. )ને પાછો કર્યો. આપે તે સ્વિકાર્યો અને થોડા દિવસ ન થયા કે, શામના લોકોની ઉશ્કેરણીથી એજ ખલીફાને પાછો પોતાના તાબામાં લઇ લેવો પડયો.

ખિલાફત ઉમ્મવીયોના હાથમાંથી બનુ અબ્બાસના હાથમાં ગઇ ત્યારે તેએ પણ ફદક પોતાની પાસે રાખ્યું. મામુન તખ્ત-પર બેઠો તો તેએ ફરીથી રસુલુલ્લાહની શાહઝાદીના વારિસો તરફ ફદક સોંપી દીધું. આ એકજ નાનકડું બાગવાડિવાલું ગામ દુન્યામાં એવું થયું છે કે, જે હંમેશા ઝમાનાના રંગઢંગ સાથે આમથી તેમ પલ્ટાતું રહ્યું છે. આજકાલ સઉદીયો તેના ઉપર કબ્જો ધરાવે છે પણ આવક હવે સદંતર ઘટી ગઇ છે.

## ૨૨. આખરી દિવસો.

દુન્યામાં પાંચ જણ જે રીતે રોયાં છે એવું કોઇ નહીં રોયું હોય. નબી આદમ સફીયુલ્લાહ ( અ. સ. ) આપ જન્ન-તની ફીરાકીમાં એટલા રોયાં કે આંસુ કદીયે ન થમા. બીજા હઝરત યાકુબ ( અ. સ. ) આપ યુસુફ નબી ( અ. સ. ) ના માટે એટલા રોયાં કે આંખ ઠરી ગઈ. ત્રીજા મોલાના યુસફ ( અ.સ. ) આપ મિસરના કેદખાનામાં એટલો ગમ ફરમાવતા

કે બીજા કેદીઓ બેચેન થઇ જતા. ચોથા મોલાતેના ફાતેમા (અ. સ.) આપે આપના બાવાજીસાહેબ પર એવો રંજ કીધો કે આપના વાસ્તે બૈતુલ હુઝન બનાવવું પડયું. પાંચમાં ઇમામ મોલાના ઝેનુલ આબેદીન (અ. સ.) આપ કરબલાની ઘટના પર ઉમ્રભર રોતા રહ્યાં.

સઇયદહ ફાતેમા તો માસુમા અને સિદ્દિકહ છે. પણ અફસોસ આપની વાતને કોઇએ સાચી ન માની. આપને વોહ રંજ પોંહચો કે, મોતની પથારીપર સુઇ ગયા. મદીનામાં ફાતેમાની બીમારીએ બેચેની બરપા કરાવી હતી. રોઝ આપની મિઝાજ પુરસી માટે અનસારના ઘરની સ્ત્રીયો આવતી તબીઅત પુછતી. દિલાસો દેતી પણ ફાતેમા ફરમાવતા "તમારા મર્દોએ મારી આ હાલત કીધી. રસુલુલ્લાહના બાદ મને પૂરસો દેવાના બદલે તકલીફ પોંહચાવી ફદક જપ્ત કર્યું અલીને ઘરમાં બેસાડયા."

ગામની વહુ દીકરીઓએ ફાતેમાના આ કકલાટ વિષે મર્દોને ચેતવ્યા અને કહેવા લાગી "ફાતેમાને કેમ કુઢાવો છો. શું નબીની હદીસ તમે ભૂલી ગયા?" ઘણાખરા મર્દો આથી અમીરૂલ મુમીનીનની ખિદમતમાં આવીને અર્ઝ કરતા કે. આપ તલ્વાર હાથમાં લો. અમે આપના સાથે છે. અમીરૂલ મુમીનીન આપ ના ફરમાવી સર્વેને સબ્રની વસીયત કરતા અને ઇસ્લામની ખેરખ્વાહીપર લાઝિમ રહેવાનું સુચવતા.

ત્યાર બાદ દિનપ્રતિદિન ફાતેમાની હાલત વધારે નંખાતી ગઇ. આપ અસમા બિન્તે ઉમેશને ફરમાવે છે "મને મારા શરીરની નાતવાન હાલતપર અફસોસ છે. લોકો મારા મૈયતને જોશે તો શું કહેશે?" અસમા અર્ઝ કરે છે કે "મોલાતેના ખુદા આપની ઉમ્રને દરાઝ ફરમાવે. હું આપની બલા લઉં આપ આ શું ફરમાવો છો?" ફાતેમા ફરમાવે છે "અસમા! કઝાકદ્રને કોઈ રોકનાર નથી. રસુલુલ્લાહનુ ફરમાવવું કદીયે ખોટું ઠરનારૂં નથી. મને એવી તદબીર બતાવ કે કોઇ મારા જીસમને

ન જોઇ શકે." અસમા અર્ઝ કરે છે "બીબી સાહેબા! આપ બેફિકર રહીએ. હું હબશામાં હતી ત્યારે જનાઝાપર એક જાતની છત્રી બનાવેલી જોઇ આવી છું. હું આપના માટે પણ એવીજ બનાવીશ." સય્યદહ ઇરશાદ કરે છે "ના. હમણાં બનાવીને બતાવ તાકે મને તસલ્લી થાય." હુકમ મુજબ અસમાએ મૈયતની છત્રી બનાવીને બતાવી. ફાતેમાને તેથી ઘણી ખુશી થઇ. એ દિવસથી આજતક ઇસ્લામમાં જનાઝાપર છત્રી ઢાંકવાનો રિવાજ ચાલુ છે.

એક દિવસે અમીરૂલ મુમીનીન અલી (અ.સ.) મસજીદ-માંથી ઘરમાં તશરીફ લાવ્યા તો જોય છે કે, નબીઝાદી જમણ પકાવવામાં મસરૂફ છે. હમામમાં પાની પણ ગરમ મુકાયું છે. બચ્ચાઓના કપડા પણ નવા કાઢવામાં આવ્યા છે. આપ ફર-માવે છે "ઝહેરા! આજ આ શું કરી રહી છો. તબીઅતની હાલતપર તો ખ્યાલ કરો." ફાતેમા જવાબ દે છે "અય અબુલ હસન! દુન્યાના દહાડા પૂરા થવામાં છે. મારા બાદ આપતો કફન દફનની ફીકરમાં હશો. બચ્ચાઓને શું જમાડશો. આ રોટી કરી મુકુ છું. હસન હુસેનને ગુસલ દઇ લઉં છું. કપડા પહેરાવી લઉં છું. ઝેનબ અને કુલ્સુમના વાળ ઓઢી દઉં છું. માની આ આખરી ખિદમત છે." માસુમાના આ કલામ હયદરે કર્રાર માટે નશતર થઈ ગયા. આપ બેતાબ થઇને કહે છે "અય રસુલુલ્લાહની નિશાની આપને જોઇને હું રસુલેખુદાનું ગમ ભુલવાની કોશિશ કરતો હતો. આજ આપ આ શું ફરમાવો છો. મને એકલો મુકીને કહાં જાવ છો." ફાતેમા અર્ઝ કરે છે "સાહેબ આપથી સબ્ર મુશકિલ છે એ હું જાણું છું પણ મશીયતની સામે શું ઇલાજ છે!" અલીએ આલા ફરમાવે છે "અય યાદગારે નુબુવત! તમારી જુદાઈ ઘણી કઠણ છે. એ એવી ખોટ છે કે, જે કદીયે ભરાય નહી." ફાતેમા અર્ઝ કરે છે કે, "મવલાના! દસ વરસથી હું આપના સાથે છું. આપની સેવામાં કોઇ ફર્ક આવ્યો હોય તો

મઆફ ફરમાવજો. આ બચ્ચાઓ નાના છે તેની બરદાસ્ત ફરમાવજો. યા અલી, હું કદી એકેલી નથી રહી. હવે એવાં ઘરમાં જવાનું છે જ્યાં ન કોઇ સાથીદાર છે ન દોસ્ત આપ મારી કબ્રપર હંમેશા દોઆ ફરમાવજો."

ફાતેમા આ ફરમાવી રહ્યાં હતા, કે, મસજીદમાં ઝોહરની નમાઝ માટે આઝાન આવી. મોહમ્મદુન રસુલુલ્લાહનું નામ કાનપર આવતાંજ બેવે ધણી ધણીયાણી બેચેન થઈ ગયા. અલીએ આલાએ ફરી વુઝુ કીધી અને નમાઝ વાસ્તે પધારી ગયા. અહિં ફાતેમાએ બચ્ચાઓને ગુસલ દીધું, કપડા પહેરાવ્યા અને નમાઝ અદા ફરમાવવાના બાદ ખાલિકે અકબરની જનાબમાં સર બસુજુદ થઇને મુમીનીનના હકમા દોઆએ ખેર ફરમાવી. ત્યાર પછી આપ પલંગપર જરા લેટી ગયા. એ લેટવું શું હતું આખરીજ લેટવુ હતું. મસજીદમાંથી અલીએ આલા પધારતાંજ જોય છે કે, ખયરુન્નીસાની હાલત બદલાઈ ગઇ છે. આપ કમર પકડીને નીચે બેસી ગયા. ફાતેમા હસનૈન (અ.સ.) ને ફરમાવે છે "જાવ બેટા જરા નાનાજી સાહેબની કબ્રે અતહરપર જઇને દોઆ કરો. બેવે ચંદ્રમા સુરત ઇમામ દોડતા નાનસાહેબની કબ્રપર પોહચ્યા. અહીં ઘરના બીજા લોકોને ફાતેમાએ બીજા કમરામાં જવાનું ફરમાવ્યું કમરામાં હવે ફક્ત અલી અને ફાતેમા છે. બેવે એક બીજાને જોઇને આંસુ વરસાવે છે. ફાતેમા અર્ઝ કરે છે "અય માથાના તાજ હવે મારી થોડી વસીયત સાંભળી લઇએ." અમીરૂલ મુમીનીન ફરમાવે છે "કેમ નહી. આપ ચાહો તે કહો." ફાતેમા ઇરશાદ કરે છે "યા અલી હું આપના ઘરમાં આવ્યા પછી કદી જુઠ નથી બોલી. તેમ મેં આપની કોઈ બાબતમાં વિરૂદ્ધતાએ નથી કરી." મુશકિલ કુશા ફરમાવે છે "મઆઝલ્લાહ અયદુખ્તરે રસુલે કરીમ જુઠને અને આપને શું સંબંધ આપતો શરીઅતના એહકામની મુજસ્સમ નમુના છો. નેકતર છો. તકવા અને ઝોહદમાં અશરફ છો" સઇયદહ અર્ઝ કરે છે "આકા ખુદા પાક આપને જઝાએ

ખૈર અતા કરે. આપ બચ્ચાઓની બરાબર ખબર રાખજો. મર્દોને બૈરો વિના ન ચાલે આપ અમામા બિન્તે ઝેનબથી નિકાહ કરી લેજો. મારા બચ્ચાઓની બરદાસ્ત તે કરશે. અય મૌલા ! મારા જનાઝાપર અસમાએ બનાવેલી છત્રી ઢાંપજો. રાતની વક્ત મને દફન કરજો. મારા તાબુતપર કોઈ મને સતાવનારા ન આવે."

અલીયુલ મુર્તઝા ફરમાવે છે "અય નબીઝાદી, થોડી વાત મારી પણ સાંભળી લો. આપ નબીસાહેબને મળો તો મારો સલામ અર્ઝ કરજો અને આપના બાદ મારાપર જે વીતી છે તે બયાન કરજો. અય ફાતેમા ! તમારો અને મારો અઝલનો જોડો છે. આજ આપ પધારો છો પણ જન્નતમાં મારી રાહ જોજો." એટલું ફરમાવીને આપ ફાતેમાપર ઝુકી ગયા. બેવે ઇસ્લામ અને ઇમાનના અનવાર રાઝોનિયાઝની વાતોમાં મસરૂફ થયા. એટલીવારમાં તો ફાતેમાપર ગશ આવી ગયો. ત્યાં કુએ નબીયુલ્લાહપર હસનૈનને બશારત થઇ કે "અય ફરઝંદો ! દોડો માથી આખરી મુલાકાત કરી લો." બેવે બૈતુશ્શરફમાં રોતા દાખલ થયા. જોય છે મા-જગતની મા આખરી સાંસ ભરી રહી છે. અલી મુર્તઝા આપને પુકારે છે "યા ઝેહરા" કોઇ જવાબ નથી આવતો. ફરી આપ કરગરીને ફરમાવે છે "યા બિન્તે મોહમ્મદીલ મુસ્તફા." ફાતેમા સહેજ નઝર ફરમાવે છે. અલી પુછે છે "ફાતેમા ! શું હાલ છે" ખાતુને જન્નત ધીમેથી જવાબ દે છે "બાવાજી સાહેબ બોલાવે છે. અય અબુલ હસન આપ પર અને ઘરના લોકોપર મારો આખરી સલામ છે."

## ૨૩ ખાતુને જન્નત જન્નતમાં.

લો. ખાતુને જન્નત જન્નતની તરફ રવાના થયા. અલી મુર્તઝાની કમર તુટી ગઇ. હસનૈન માતાવિહોણા થયા. ઘરમાં માતમની સફ બીછી ગઇ. ખયરૂન્નીસાના ઇસ્તીકબાલ વાસ્તે જન્નતમાં મલાએકત, હુર અને અંબીયા તૈયાર થયા. તા. ૧૦ માહે જમાદિલ અવ્વલ સને અગ્યાર બરોઝ રવીવારે બપોરે બ વકતે અસર ફાતેમતિલ બતુલ રૈહાનતે કબ્બીર રસુલનું રૂહે મુબારક

જીસમે અતહરથી અલીયુલ મુર્તઝાના હાથપર અલગ થઇ મલએઆલાની તરફ પરવાઝ કરી ગયું. હયદરે કર્રારે ઇન્ના લિલ્લાહે ફ્ઈન્ના ઇલૈહે રાજેઉનનો કલેમો પઢો. ફરિશ્તાઓએ સલ્વાત અને સલામની ચાદરથી ફાતેમાને ઢાંકી દીધાં. અલ્લાહુમ્મા સલ્લેઅલા મોહમ્મદીન વ અલા આલે મોહમ્મદિન વબારિક વસલ્લિમ.

અલીયુલ મુર્તઝા ( સ. અ. ) એ ફાતેમાને ગુસલ દીધું. જન્નતના કાપુરથી આપના કફનને ખુશખુદાર કીધું. તે બાદ આપ આવાઝ દે છે. "અયઝેનબ, અય ઉમ્મે કુલ્સુમ, અય હસન, અય હુસેન આવો. માના આખરી દીદાર જોઈ લો." ફરઝંદો રોતા રોતા હાજર થયા અને મા પર આખરી સલામ પઢો. તે બાદ–આપને જનાઝામાં સુવાડયા ઉપર છત્રી ઓઢાવી અને રાત તક જનાઝો ઘરમાંજ રહેવા દીધો. મદીનાના ઘરેઘર માતમ થયું. તમામ બનુહાશિમ અલીના ઘરમાં જમા થયા. અનસાર અને મોહાજીરના બૈરાઓ બેસવા આવ્યા. ઘરના બહાર લોકો જમા થયા હતા પણ અબુઝરલ ગફ્ફારી ( ર. અ. ) એ સૌને ખબર કીધી કે, "જનાઝો હમણા નહી ઉઠાવામાં આવે." આથી સર્વે વિખેરાઈ ગયા,

જ્યારે અર્ધી રાત્ર થઇ, મદીનાના ઘરોના દીવા ગુલ થયા, ચારે તરફ સુમસામ થયું ત્યારે ફાતેમાના જનાઝાને અલી સલ્માન, મિકદાદ, અબુ ઝર અકીલ, આબ્બાસ, ફેઝલ અને બીજા મુખલીસ શિઆઓએ ઉઠાવ્યા. નબીસાહેબની કબ્રપર થઇને તેને જન્નતુલ બકીમાં લઇ જવામાં આવ્યા અને અફ-સોસ ખાતૂને જન્નતને ત્યાં પેવંદે ઝમી ફરમાવ્યા.

કબ્રપર માટી ઢાંપવાના બાદ અમીરૂલ મુમીનીન ઝારઝાર રોતા માથી મુબારક પાસે ઉભા રહ્યાં અને આકાશ તથા ધર્તિને કંપાવી દે એવો મરસીયો આપે પઢો. ત્યાર બાદ ફાતેમાના કબ્રની કોઇ બે હુરમતી ન કરે તે માટે હારબંધ કબ્રો બનાવી દેવામાં આવી. સવારે–નમાઝે જનાઝાથી જે લોકો

૬

મેહરૂમ રહ્યાં હતા તેઓએ—કંઇક ગડબડ મચાવી પણ અલીએ આલાની સામે કોઇ ન થઇ શકયું.

અમીરૂલ મુમીનીન ( સ. અ. )બાદ દફનના રસુલુલ્લાહની કબ્રેમુબારકપર પધારા. આપપર સલામ પઢો અને ફાતેમાની અમાનત સુપુર્દ કર્યાનું ફરમાવી અજબ વલવલાથી વલાબ ફરમાવ્યો.

હાય. ફાતેમા—જગતની મા—વફાત થઇ ગયા. દીન દુન્યાની એક સૌથી સરસ પારસા જેના ફઝલો કમાલની તેમજ દુઃખ-દર્દની કોઇ હદ નથી—ગુઝરી ગયા. બઝાહિર આપ ફિરદોસના આલામાં આલા મકામમાં મોજુદ છે પણ આપને કયાં ચેન છે ? યોમે આશુરા કરબલાના મેદાનમાં, અહલે બેતના કાફલા સાથે શામના કાંટાભરેલાં રસ્તામાં, મો૦ અલીઝેનુલ આબેદીન કેદમાં-થી છુટીને પધારા ત્યારે મદીનામાં, આકા હુસેન ( અ. સ. ) ની દરેક હકની મજલીસમાં, અને હમેશા મુમીનીનની હાજત રવાઇમાં રહેમતુલલીલ આલેમીનની શાહઝાદી મોજુદ જ છે. એટલુંજ નહી પણ ફાતેમા ખાતુને મહેશર છે. મહેશરના મેદાનમાં આપ આપના શીઆઓની શફાઅત ફરમાવશે. આવો આપણે દિલના સાચા રૂઝાનથી ફાતેમા—જગતમાતાના ચરણોમાં લીન થઇએ. તેની શફાઅત યાચીએ. તેની સીરતથી સીરતદાર થઇએ. તેના ફઝાઇલ અને મહામીદથી નુર લઇએ. આપણા જીવનધરને એ નુરથી રોશન કરીએ અને દોઆ કરીએ કે :

પરવરદિગાર! ફાતેમાની હુરમતથી, ફાતેમાના બાવાજી અને શોહરની શફાઅતથી, ફાતેમાના ફરઝંદો અઇમ્મત તાહેરીનના સદકાથી, ફાતેમાની દાવતના સંભાળનાર ફાતેમી દોઆતુલ મુત્લકીનના વાસ્તાથી. ફાતેમાની દાવતના તસદદુકથી, ફાતેમા-ના શીઆ—ગુલામો અને બાંદીઓના વસીલાથી અમને એવા કર કે જેથી ફાતેમા ખુશ થાય. ખરેખર ફાતેમાની ખુશી

મેળવવું મોટામાં મોટી હસનત છે. જે હસનત સઇઆતને માંજે છે. આપણને નિર્મળ કરે છે.

અય કાદિરે મુત્લક ! અમનેજ નિર્મળ કરીને ન થોભજે બલ્કે અમારા મા, બાપ, અવલાદ, સગા, વહાલાં દરેકને જગત્માતા ફાતેમાના કદમોપર કુરબાન કરાવજે જે માતાના કદમ નીચે જન્નત છે. દુન્યામાં તુંએ અમને ફાતેમાના તસદ્દુકથી ફાતેમી દાવતની જન્નતમાં વસાયા છે તેમ અમને અને અમારી ઓલાદને તા અબદ ફાતેમી દાવતની જન્નતમાંજ મુસ્તકીમ રાખજે ફાતેમાની સાંરતથી અમારામાં બરકત અને નુર કરજે.

અય અરહમુર્રાહેમીન! દાવત ફાતેમીયહના રૂહબાન, મવલાનલમન્નાન, સૈયદના તાહેર સયફુદ્દીન સાહેબ અને આપના માઝુનો મનસુસ મૌલાના મોહમ્મદ બુર્હાનુદ્દીન સાહેબની ઉમ્ર શરીફને દરાઝ કરજે એ બેવે તારા વલી છે. એ બેવેની સરપરસ્તીમાં ફાતેમાના પુતસપુત–ઇમામુઝઝમાન ( સ. અ. ) ના ઝુહુરને શિતાબ કરજે. ફાતેમી નુરના કિરણોથી ફરી એકવાર જગતને નવરાવજે પસ દાવતફાતેમીયહના ગોદમાં જેમ તુએ અમારૂ અગાઝ કર્યું છે તેમજ દાવત ફાતેમીયહના આંગણામાં અમારા અંજામને બહેતર કરજે. અને આકેબત તો પરહેઝગારોનીજ છે. ખુદાનો સલામ ફાતેમા ઉપર અને ફાતેમાના પાકીઝા વડીલો અને પાકીઝા સુપુતો ઉપર.

( આમીન )

